# પ્રસ્તાવના.



ઓ અલ્લાહ તારી નેઅમતોમાંથી તીકકા કબાબ બીરયાની કલયો વગેરે ખાઇ તારી હમ્દ અને શુકર કરૂં છું અને તારા વખાણ કરૂં છું તેં જે જાનવરોને હલાલ કર્યાં તેજ હલાલ અને તેં જે હરામ કર્યાં તેજ હરામ. તારા પ્યારા હજરત મોહમ્મદ મુસ્તફાએ જુબહ કરી તથા ખાઈ અમને જાનવરોમાંના હરામ હલાલ બતાવ્યાં તથા કહીને તેને ખુલ્લી રીતે જાહેર કર્યાં જેને કોઇ મટાડી શકતું નથી. ઓ અલ્લાહ તું તેમના ઉપર દુરૂદ મોકલ અને તેમના બધા સહાબાઓ ઉપર અને તેમને પુંઠ ચાલનાર સર્વ ઉપર.

એ પછી ગુલામ મોહમ્મદ હાજી હાફેજ સાદિક અરજ કરે છે કે મારી ચોપડી ગઉરક્ષકને ચેતવણીની ચોથી આવૃતીનો ખુદાએ વખત બતાવ્યો. મેં એમાં કંઇ કમી કર્યું નથી પણ વધારો કર્યો છે એમાં દત્તક લેવો કે નિયોગ કરાવવો એ બહસ ઘણી ઉત્તમ છે.

એ ચોપડી અઉતર છે તેનો બીજો દાખલો આ છે કે મારી આ અદના ચોપડીથી સૂરતનો એક શેઠયો ઘણો ચીડાયો તેણે મને ઘણી ગાળો ભાંડી. તે પોતે વિદ્વાન હોવાથી આ ચોપડીને લાજવાબ સમજી રાંદેરના કેટલાક હોરાવોને મારી સામે કેસ કરવા ઉસકેર્યા શ્રાવગોથી આર્યાઓથી અને ખ્રીસ્તીઓથી મદદ અપાવવાનું કહ્યું પણ આખર તે બાપડા સમજી ગયા અને મારા પર કેસ કરો નહીં. તે શેઠયો પોતે પૈસાવાળો અને હજારો ખરચનારો છે જો એનો જવાબ થઈ શકતે તો તે હઝારો રૂપીયા ખરચી કાશીના બ્રાહ્મણો બુલાવી મારી સાથે શાસ્ત્રાર્થ કરાવતે પણ તે કામ કરાવવાની હિમ્મત નહીં અને નીચ કામ ઉપર કમર બાંધી. અફસોસ.

આ ચોપડીમાં દયાનંદની જબાનીમાં કેટલાક વધારો કર્યો છે તેમાં થોડી જબાની રહી ગઈ છે તે અતરે લખું છું:—

વકીલ—તમે તમારી હાલત કયે છપાવેલી?

દયનંદ—સન ૧૮૭૯ ૮૦ માં અંગ્રેજી છાપા થેયોસોફીસ્ટમાં.

વકીલ—ચંડાલગઢમાં તમને શાની આદત પડેલી?

દયાનંદ—ભંગની આદત પડી હતી કદી કદી હું બેહોશ પણ થતો હતો.

વકીલ—બ્રહ્માનંદ વગેરે પુરૂષોએ આપને શું શીખવેલું?

દયાનંદ—મને પૂરેપૂરૂં નિશ્ચય કરાવ્યું કે બ્રહ્મ અને મારો આત્મા કંઈ જૂદા નથી મારા દિલમાં એ વાત પ્રથમ આવતી હતી પણ એ મહા પુરૂષોએ મારી ખાતરી કરી આપી કે બ્રહ્મ તે હુંજ છું.

વકીલ—હવે તમે તમને શું ગણો છો?

દયાનંદ—હું ઇશ્વર નથી તે ઉત્પન્ન કરનાર છે હું ઉત્પન્ન થએલો છું તે નિરાકાર છે હું તેનો ગરજવાલો છું. એ માનવું ગુનાહ ગણું છું.

વકીલ—તો એ પાપોની શીક્ષા તમને મળશે?

દયાનંદ—હા, બીજા જનમમાં કુત્તઃ બીલાડું કે ભૂણ વગેરે બનવું પડશે.

કોર્ટ—તો તમને કેટલાક આર્યા નિર્ભરાંત માને છે તે કેમ!

દયાનંદ—એવું માનનારા મુર્ખ છે. આવા મોટા મોટા મારેથી પાપ થએલા ફરી હું નિર્ભરાંત કેમ થાઉં?

વકીલ—તમે નિયોગ. કોર્ટ—નિયોગનો સવાલ કરી કેસ લંબાવો નહીં. હવે તમને પૂછવાનો હુકમ નથી. આ કેસ બંધ થયો.

હવે હું કેટલીક શંકાઓ લખી જણાવું છું.

રાંદેરનો એક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે ઇસ્લમી માણસ એટલે મંત્ર જંત્રવાળા ગઉ માંસ ભક્ષણ કરતા નથી જવાબ તેઓ એમ કહેતા નથી કે કુરઆનમાં માંસ ભક્ષણની મનાઇ છે. તો તેઓનુ ગઉ માંસ નહીં ખાવું તે તેઓના મંત્ર જંત્ર

જાણુવાને લીધે છે. ઘણા બ્રાહ્મણો કેટલીક બીમારીઓમાં ડાક્ટરના કહ્યાથી અથવા પોતાના અનુભવથી દુધ વગેરે વસ્તુ ખાતા નથી તો શું તેથી તે વસ્તુને હરામ કહીશું? આથી તમે પ્રાણી પુકાર છપાયલું સને ૧૯૧૨નો જવાબ પણ સમજી શકશો તે પૃષ્ટ ૪૮ માં કહે છે તેમનામાં એક ૪૦ દિવસની ધર્મક્રીયા થાય તેને ચીલ્લો કહે છે, તે ચીલ્લો બેસનાર કોઇ જાતનું માંસ ખાતો નથી. તેનો જવાબ કે તે ક્રીયામાં બેસનાર કોઈ જાતનું માંસ ખાતો નથી એથી તે ક્રીયામાં બેસવા પહેલાં તે નહીં ખાતો હતો એ સમજવું ભૂલ ભરેલું છે. તો કરોડો મુસલમાન જે તે ક્રીયામાં બેસતાં નથી તે શા માટે છોડે. વળી દરેક ચીલ્લાવાળો માંસ ખાવું મુકે છે એ સમજવું પણ ભૂલ ભરેલું છે. રમઝાનમાં ઘણા મુસલમાનો ચીલ્લે બેસે છે અને માંસ ખાય છે.

વળી પ્રાણી પુકારના પૃષ્ટ ૪૮ માં તે કહે છે કે "વળી આજ પણ કોઇ મુસલમાન સાલેક શરીઅતમાંથી તરીકતમાં પેસે છે તો તે તરતજ માંસ ખાવું છોડી દે છે" તેનો **જવાબ** કે તરીકતમાં માંસ ખાવું હરામ લખેલું નથી. અને હજારો તરીકતવાળા માંસ ખાય છે. હા, કોઇક તરીકતવાળો કોઈ ખાસ કારણસર માંસ ખાવું છોડતો હશે. વળી પ્રાણી પુકારની વાતથી જણાયું કે શરીઅતમાં માંસ ખાવાનું છે. વળી શરીઅત કોઈ ઉપર ફરજ પાડતી નથી કે માંસ તમો ખાવોજ ખાવ, જેની મરજી હોય તે ખાય અને જેની મરજી હોય નહીં ખાય. તો તે પ્રમાણે કોઇક તરીકતવાળો મુકતો પણ હોય એથી બીજા શા માટે મુકે. યાદ રાખવું કે શરીઅત જ્યારે માંસ ખાવું દુરૂસ્ત રાખે છે તો તે તરીકતવાળો નહીં ખાય, પણ તે દુરૂસ્ત કહેશે. કેમકે દરેક તરીકતવાળાને શરીઅત ઉપર ચાલવું ફરજ છે. એજ કારણથી જો તે તરીકતવાળો પૈસાદાર હોય તો કુરબાની જરૂર કરવાનો.

વળી પૃષ્ટ ૪૮ માં તે કહે છે કે "વળી ગામજી વહોરા બિલકુલ માંસ ખાતા નથી" તેનો **જવાબ** કે સુરત મુંબાઇ ભરૂચ વગેરે શે[illegible] હજારો ગામજી છે તેઓ માંસ ખાય છે જેને જોઇએ તે તપાસ કરી લીયે.

વળી પૃષ્ટ ૪૯ માં તે કહે છે અર્થ—અલ્લા-ચોપગા જનાવરોમાંથી કેટલાંક ભાર ઉપડવા માટે પેદા કીધા છે અને ખાવાને માટે જમીનને લગતી વનસ્પતી તથા અનાજ ઉત્પન્ન કર્યું છે તે તમે ખાવો, તેનો **જવાબ** કે આયતનો અર્થ ખોટો કર્યો છે એનો અર્થ આવી રીતે છે "ચોપગા જાનવરોમાંથી ભાર ઊંપાડનાર ઉંચાં અને દમેલા કે નીચાં ઉત્પન્ન કર્યા છે- ખુદાએ જે તમને આપ્યા છે તેને ખાઓ અને શેતાનની ચાલ નહીં ચાલો કેમકે તે તમારો જાહેરમાં દુશમન છે" આ અર્થ એવો છે કે દરેક ઉરદુ ગુજરાતી અંગ્રેજી તરજુમામાં મળી આવશે પ્રાણી પુકારવાળાને જોઇએ કે તપાસી લીએ. અને પોતાનો તરજુમો કરેલો તેમાં "અને ખાવાને માટે જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે." તેનો પુરાવો આપશે. જો ખરો પુરાવો આપશો તો રૂ. ૧૦૦ મારા તરફથી ઇનામ મળશે. અને વળી એ પછીની ઘણી આયતો જાનવરોના હરામ હલાલ ॥ બયાનમાં છે તે જોઇ પ્રાણી પુકારના કર્તાએ શરમાવું જોઇએ.

વળી પૃ. ૪૯ માં તે કહે છે "વળી કુરઆનમાં સાફ લખ્યું છે કે કોઇ પ્રકારનું માંસ ખાવું નહીં" જવાબ કુરઆન તો હાંકે પુકારે કહી રહ્યું છે કે કેટલાક જાનવરોનું માંસ ખાઓ એ વિષે હું દયાનંદની ગવાહી પેશ કરૂં છું વાંચો સત્યાર્થ પ્રકાશનો ૧૪મો સમુલ્લાસ.

વળી તેજ પૃ. માં લખે છે " તમે ન ખાઓ લોહી અને ડુકકરનું માંસ, મોતથી મરેલાનું, કોઈ મુર્તિના નામથી મારવામાં આવે તેનું, ગળે ફાંસો દેઇ મારવામાં આવે તેનું ઘાથી મારવામાં આવે તેનું પડવાથી મરે તેનું અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનુ માંસ" **જવાબ** કે આ તરજુમો ખોટો છે એમાં "ઘાથી મારવામાં આવે" નો શબ્દ વધારેલો છે.

એમ છતાં આ આયાતની સાથે છે ઈલ્લામા જકકયતુમ "પણ જેને તમો જુબહ કરો" આ શબ્દ બતાવી આપે છે કે જુબહ કરેલુંજ જાનવર હલાલ છે અને મુસલમાનો તેજ ખાએ છે. આથી તમો સમજી શકશો કે તે કહે છે "હવે કહો કે કયા પ્રકારનું માંસ ખાવાની મુસલમાન ભાઇઓને છુટ રહી?" એ તેનું ધોકો આપવું છે. વળી તેને લાજેમ હતું કે આગળ પાછળ જોને ફરી શંકા કરતે. આ આયતથી ૩ આયત આગલ જોતે તેમાં સાફ લખેલું છે "તમારે માટે મુંગા પ્રાણીઓમાંથી જેનું વર્ણન કર્યું છે તેના સિવાય હલાલ છે"

વળી પૃષ્ટ ૫૦ માં તે કહે છે કે "હવે હિંસા નહીં કરવા વિષે અલ્લાહ મકકે શરીફમાં શિકારની મનાઇ કરે છે. કુરઆનમાં સૂરાઉલ માએદા સિપારા ૪ મંજલ ૨ આયાત ૩ લખ્યું છે કે મકકામાં તેની હદ સુધીમાં કોઇએ જનાવર મારવું નહીં કોઇ ભુલથી મારે તો તેને બદલે પોતાનું પાલેલું જનાવર મૂકી દેવું" **જવાબ** કે એજ આયતમાં એથી પહેલાં છે "તમારે માટે મુંગા પ્રાણીઓમાંથી જેનું વર્ણન કર્યું છે તેના સિવાય હલાલ છે" આથી સાફ રીતે જણાય છે શેહરી જાનવરો હલાલ છે. વળી તે લખે છે "તેની હદ સુધીમાં" આથી જણાય છે કે તે શીકારની મનાઈ ફકત તેની હદ સુધીમાં છે બીજે કેથે મનાઇ નથી. એનો દાખલો એવી રીતે સમજો કે તે હદ સુધીમાં જંગલના ઝાડોનું પાતરૂં તોડવું હરામ છે તેવીજ રીતે શિકાર કરવું પણ હરામ છે અને તે હદ સિવાય જેવી રીતે જંગલના ઝાડો કાપવા દુરસ્ત છે. તેવીજ રીતે શીકાર કરવું પણ દુરસ્ત છે. વળી જો શિકાર કરે તો તેના બદલામાં પાલેલું જાનવર મુકી દેવું એ ન આયતમાં છે અને ન બીજી આયતમાં છે એ કલપેલી વાત છે. મુકવું નહીં પણ પાલેલું જાનવર જુબહ કરવાનું ફરમાન છે.

વળી પૃ. ૫૦-૫૧ માં કુરબાનીનું બયાન કીધું છે તેનો જવાબ આ ચોપડીમાં લખાયા છે. અને હજરત અલીએ ફરમાવ્યું છે કે તમારા પેટોને જનાવરોની કબર નહીં બનાઓ એની મતલબ આ છે કે તમો માંસ ખાવાની આદત નહીં કરો માંસ અને વનસ્પતી બેવ ખાઓ. કારણકે ખુદ હજરત અલીજની બીજી રિવાયતે માંસ ખાવાની ખવરાવવાની અને જાનવરો કાપવા ની છે તો એનો એજ અર્થ કરવો જોઇએ.

પૃષ્ટ ૬૬માં હિન્દુ ધર્મના પ્રમાણો આપ્યા છે તે વિષે આર્યાઓની માંસ પારટી જવાબ આપશે. તે છતાં મારે આટલું કહેવાનું છે કે હિન્દુ ધર્મના ચાર દાખલા લખ્યા છે. અને સત્યાર્થ પ્રકાશના જવાબમાં ગોરજી આત્મારામજીએ અજ્ઞાન તીમર ભાષકરની શરૂમાં ઘણાજ દાખલા લખ્યા છે કે હિન્દુ ધર્મમાં માંસ ખાવાનું છે. અને પ્રાણી પુકારવાળો લખે છે કે હિન્દુ ધર્મમાં માંસ ખાવાનું નથી. હવે એનો ઇનસાફ આ ચોપડી વાંચનાર કરશે કે ગુરૂ સાચો કે ચેલો. હું તો ગુરૂને સાચો ગણું છું.

એ ચાર દાખલામાં એક દાખલો મનુ સ્મુર્તિ શ્લોક ૬૮ અ પનો લખ્યો છે તેનો **જવાબ** કે મનુએ ૫મો અધ્યાય શરૂ કર્યો ત્યાંથી ફલાણું માંસ ખાવુ અને ફલાણું નહીં ખાવું એવી રીતે લખતા આવ્યા છે તે શ્લોકો મુકવાનું કારણ?

પૃષ્ટ ૫૧ માં ખ્રીસ્તી ધર્મમાં માંસ ખાવાનુ નથી એમ એક દાખલો હુસીયા ૮: ૧૫નો લખ્યો છે. તે તપાસતાં એ દાખલોજ ખોટો છે ત્યાં તો ઇસ્રાઇલનું ખુદાને ભૂલવું રાજમહેલો બાંધવાનું વર્ણન છે. માંસ ખાવું કે નહીં ખાવું તેનું બયાનજ નથી. બૈબલમાં ૧૦૦થી વધુ દાખલા માંસ ખાવાના છે તેમાં મુસાની પાંચમી કિતાબ પુનર્નિયમનો અધ્યાય ૧૪મો પ્રાણી પુકારવાળા સાહેબને વાંચવા લાએક છે. તેમાં ગાય બકરીને ખાવું હલાલ લખ્યું છે અને ભૂંણને ખાવું હરામ કહ્યું છે.

મી. લાભશંકરે એક વાતનો લાભ લીધો છે તે એ કે મહારાણી વીકટોર્યાના તબેલામાં જે ગાયો હતી તેની તપાસ ત્યાંના ડાક્ટરે કરી તો જણાઈ આવ્યું કે તે ગાયોમાં ખયના જંતુઓ હતા તો જ્યારે વીક્ટોર્યાના તબેલામાં જ્યાં ડાકટરી કાયદા પ્રમાણે ખોરાક વગેરે દેવામાં આવે ત્યાં એવો હાલ તો બીજી ગાયોનો શો હાલ? માટે ગાયોનું માંસ ખાવું તે ખયના રોગમાં સપડાવું છે. તેનો જવાબ કે લાખો માણસ ગઉ માંસ ખાય રહ્યા છે અને ખયમાં સપડાતા નથી. વળી ડાકટરની વાત સાચી હોય તો જેવી રીતે માંસ નહીં ખાવું સમજાય છે તેથી વધુ દુધ નહીં પીવું સમજાય છે કારણ કે માંસ કાચું ખાવામાં આવતું નથી તો રાંધવામાં તે જંતુ નીકળી જશે કે મરી જશે. પણ દુધ તો કાચું ખવાઈ છે તો પેટમાં જંતુ ઉતરી જવાના. હિન્દુઓએ અને વિશેષ કરી વીજેટરીઓએ દુધ પીવું તજવું જોઇએ. મને તો લાગે છે કે એ ડાકટરી તપાસજ ખોટી છે. કાંતો તે તપાસ થઈ નથી અથવા થઇ હોય તો બીજા કોઈ જંતુઓને જોઇ તે ખયના જંતુઓ સમજ્યાં હશે. તો તેની સમજની કસુર છે. વળી મહારાણીના બબરચીખાનામાં માંસ નહી રંધાતે.

વળી પ્રાણી પુકાર પૃષ્ટ ૫૨માં એક ડાકટરે ૧૦૦૦૦ છોકરા પાલવાની કહાણી લખી છે તે છોકરાને છ મહીના સુધી પાલ્યા તો વનસ્પતીનો ખોરાકવાલા બચ્ચા સારી સમજવાળા અને તાકાતવાળા નીકળ્યા તેનો જવાબ કે ઝવેરીઓ વાણીયાઓ વગેરે માંસ ખાતા નથી અને મુસલમાનો માંસ ખાય છે હવે તાકાતમાં તમો પોતે જોઈ લીઓ કે કયા વધારે છે વળી માંસ ખાધાથી તાકાત આવે છે એ વાત ડાકટરોની અને હકીમોની માનેલી છે.

# મોટો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

## તૃતીયાવૃત્તિની પ્રસ્તાવના.

એ અલ્લાહ હું કયા મોંથી તારી તારીફ કરૂં કયી જીભથી તારી સ્તુતી કરૂં તેં મારી અદના ચોપડી ગઉરક્ષકને ચેતવણીને એવી મકબુલીયત આપી કે ગુજરાતના મુસલમાનોએ આર્યાઓના મુકાબલામાં હથિયાર સમાન વાપરી અને આર્યાઓ અઉત્તર થયા. એ માટે જેટલો કંઈ શુકર કરૂં તે લાખમાંનો એક નથી. સર્વે તારીફ અને વખાણ તારેજ માટે છે. અને દોરૂદ તથા સલામ હજરત મોહમ્મદ તથા તેમના સઘળા સહાબા તથા તમામ મુમિનો માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બીં૦ હાજી હાફેજ સાદેક અરજ કરે છે ખોદા તેના હાલને સુધારે તેને પોતાના કામમાં રાખે અને પોતાની મોહબ્બત આપે, કે મારી **ગઉરક્ષકને ચેતવણી** ૧૯૦૯ ની જુલાઈમાં બહાર પડી તે વાંચી ઈસ્લામી ભાઈઓમાં બેહદ ખુશી ઉત્પન્ન થઈ પણ હિન્દુઓમાં અને ખાસ કરી આર્યાઓમાં એ બાબતના સત્ય શોધનો જોશ ફેલાયો. કેટલાક આર્યાઓ દૂર દૂરથી રાંદેરમાં આવી દયાનંદજીના સને ૧૮૭૫ માં છપાયલા સત્યાર્થ પ્રકાશના દાખલા જોઈ ખાતરી કરી ગયા. પણ કેટલાક આર્યા પોતાની મોટાઈમાં રહ્યા કે અમારા પણ્ડિતો એનો ઉત્તરોત્તર આપશે. એવા વિચારથી રાંદેર, સૂરત, તરકેશ્વર અને વલસાડના હિન્દુઓએ મારી ચોપડી વડોદરાની આર્ય સમાજ ઉપર તથા મુંબાઈની સમાજ ઉપર મોકલી. તેમાં મુંબાઈની આર્ય સમાજ મંડલીના એક છાપામાં તા૦ ૧૦-૧૦-૯ માં છપાયું કે એ ચોપડીનો જવાબ ફલાણા પણ્ડિત સાહેબ લખે છે અને એક મહિનામાં બહાર પડશે. આથી તે સત્યશોધકોની ખુશીનો પાર રહયો નહીં અને વાટ જોતા થયા. પણ આજે સોળ માસ * પૂરા થયા હજુ તે જવાબ પ્રકાશાયો નથી. પણ હું તે છાપાની પ્રશંસા કરૂં છું તથા ઉપકાર માનું છું. પ્રશંસા તો એટલાં માટે કે તે વખતનો આર્યાઓનો ધભરાટ જોઈ આ છાપાએ તેઓને શાંત પાડવામાં ડાહાપણ વાપર્યું છે. અને ઉપકાર એટલાં માટે કે તેના આ છાપવાથી મારી આશા વધુ પૂરી થઈ અને થશે. કારણ કે જ્યારે એક મહિનામાં જવાબ બહાર પાડવાનો વાયદો કર્યો અને આજ સૂધી છાપી નહીં શક્યા તો સમજુ લોકો જાણી ગયા કે આ ચોપડી અઉત્તર છે.

ભાજીપાળો ખાનારી મંડલીઓના અભિપ્રાયની એક ચોપડી ઉર્દુ તથા અંગ્રેજી મારા ઉપર જોહરી બજાર મુંબઈના રહીશ શેઠ મોહનલાલ મગનભાઈ જોહરીએ મોકલી અને બીજી ચોપડી પ્રાણી પુકાર રાંદેરના એક શ્રાવકે આપી તથા પોસ્ટમાં પણ એ કોપી કોઈએ મોકલી. તેઓનો ઉપકાર માનું છું. આ બંને ચોપડીમાં મારી લખેલી દલીલોમાંથી એકને પણ રદ્દ કરી નથી. અલ હમ્દો લિલ્લાહ.

પેહેલી ચોપડીમાં કેટલાકનો અભિપ્રાય માંસ તજવાથી પોતાની બીમારી મટવાનો છે તથા આગગાડીમાં લાવવામાં આવતાં જનાવરો ઉપર ઘણો જુલમ થાય છે તે ભૂખ્યાં તરસાં રહે છે. તથા બીજું પણ કેટલીક રીતનું તેઓપર દુઃખ પડે છે. તે સઘળાનો જવાબ આ છે કે માંસ કેટલીક બીમારીઓને નુકશાનકારક છે એમાં કશો વાંધો નથી. તેવી બીમારીવાળાઓને જોઈએ

* આ આવૃતિમાં ૯ વર્ષ થયાં છે.

કે નહીં ખાએ. જેવી રીતે દૂધ કેટલીક બીમારી-વાળાઓને નુકશાન કરે છે અને તે બીમારીવાળા તેને છોડે છે. પણ એથી એમ સમજવું કે દરેકને નુકશાનકારક છે એ ભૂલભરેલું છે. અને આગગાડીમાં લાવવામાં આવતાં જનાવરો-પર ભૂખ તરસ વગેરેનું જે દુઃખ પાડવામાં આવે છે તેને ઇસ્લામ મનાઈ કરે છે. ઇસ્લામ તો કતલ કરવામાં પણ અહેશાન કરવું શીખવે છે. મીશકાત શરીફમાં શદ્દાદબીન ઓસ (રદી) થી રિવાયત છે કે રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ દરેક વસ્તુપર એહસાન કરવાની ફરજ પાડી છે. માટે જ્યારે જુબહ કરો તો જુબહના જાનવર ઉપર ભલાઈ કરો. અને તમને જોઇએ કે છરીને તેજ કરી લો. અને પોતાના જુબહના જાનવ-રને રાહત આપો." આ ઉપરથી ફોકહાઓએ લખ્યું છે કે જાનવર ઠંડું પડે તે પહેલાં તેની ખાલ કાઢે નહીં. ગરદન તરફથી જુબહ કરે નહીં. જુબહ કરવામાં ડોકું જુદૂ પાડે નહીં. બીજી હદીસમાં છે કે તીરન્દાજીમાં પ્રાણી વ-સ્તુને નીશાનો બનાવે નહીં. એવીજ રીતે જી-વતાં જાનવરનો લોથડો કાપી ખાવો હરામ છે. એવીજ રીતે બીજી પણ હદીસો છે. આથી સાફ પ્રગટ થાય છે કે કાયદા વિરૂદ્ધની તકલીફ આ-પવી દુરસ્ત નથી. પણ એ તકલીફનું કારણ માંસ ખાવું સમજી માંસને હરામ સમજવું એ ભૂલભરેલું છે. આગળ ચાલતાં પ્રાણી વિલાપમાં હું બતાવીશ કે દૂધ આપતાં જાનવરો ઉપર તથા તેના બચ્ચાં ઉપર કેટલુંક દુઃખ દેવામાં આવે છે અને તે દૂધનેજ માટે છે. તો દયાના દાવેદાર તથા કૃપાના ભંડાર શ્રાવકો શા માટે દૂધ પીતા અટકતા નથી. મુંગા પ્રાણી ઉપર ઘાતકીપણું અટકાવનાર મં-ડલીને જોઇએ કે આગગાડીમાં લવાતાં જાન-વરો ઉપર જે દુઃખ થાય છે તેમ કાયદા વિ-રૂદ્ધનાં જે દુઃખો છે તેની તપાસ કરવામાં આવે. અને ફરયાદ કરવામાં આવે તો દાદ મળવાની આશા છે.

પ્રાણી પૂકારવાળાએ ગાય કાપવાના ભેંસ વાઢવાના ચેટું જુબહ કરવાના પીચ્ચરો લખ્યાં છે. તેનો જવાબ દૂધ દેતી ગાય ભેંસનો તથા તેના વાછરડાં પાડયાંનો પીચ્ચર પાડીને હું આપતે પણ ઇસ્લામી શરીઅતે પીચ્ચર પા-ડવાં હરામ ઠેરવ્યાં છે માટે હું પીચ્ચર નહીં પાડતાં માત્ર ગાય ભેંસનો વિલાપ લખું છું, આશા છે કે દયાના દાવેદાર, અહિન્સા પ્રમો ધર્મ કહેનાર, 'દયા ધર્મકો મુલ હે' થી આધાર લેનાર જીવ દયા ફંડના અધીકાર સઘળા લોકો અને ખાસ કરીને જૈન લોકો કંઇક સમજશે એવી આશા રાખું છું. અને પ્રાણી વિલાપ એક હસી તરીકે વાંચનારને જણાશે તે પર વિચાર નહીં કરતાં શા માટે મેં લખ્યો છે તે પર વિચાર રાખશો એવી આશા છે.

## ગાયનો વિલાપ.

અરે ઇશ્વિર આ શું થયું. મારૂં દુઃખ કોઈ જોનાર નથી. મારા દુઃખની વાત કોઈ સાંભળનાર નથી. મારૂં દુઃખ દેખી દયા કર-નાર નામના ધણાએ છે પણ તેઓ પોતે દુઃખ આપતાં દમ મારતા નથી. જ્યારે મને મારો ગોવાળ જંગલમાં ચરવા લઈ જાય છે ત્યારે હું મારી જાત બહેન નીલગાય (રોજ) ને જોઉં છું, હરણ સાબરને નિહાળું છું. તે જોઈ મને અતીશય દુઃખ થાય છે. મને તેવી રીતે છૂટી રહેવું ગમે છે. છૂટી ફરી મનગમે તે ખાઉં સ્વચ્છ હવામાં રહું આરોગ્યતા સારી ભોગવું અને કોડની ગંધકી ગભાણના કચરાથી વેગલી રહું. અને માણસોના પંજાથી છૂટું. અમને દુઃખ આપવાનો માણસો પાસે માત્ર આજ આધાર છે કે અમો ખવરાવીએ છીએ અને કામ લઇએ છીએ. પણ જો છૂટી ફરૂં તો એઓના પંજાથી છૂટું. આનંદથી ગુજારો કરૂં. અરે દયાના દાવેદારો જો તમારા

દિકરાઓને કોઈ પકડી વેઠમાં લઈ જાય અને પેટ ભરીને ખાવાનું પણ આપે છતાં તમો કકલશો ટટલશો. અને બનશે તેટલું ટાઇલું કરશો અમે કોને કહીએ કોની આગળ રડીએ કોઈ આંસુ લુછનાર નથી વાતને સાંભળનાર નથી.

જ્યારે હું ગર્ભવંતી થાઉં છું તો મારા થાન વધે છે. અને તેમાં ધીમે ધીમે દૂધ ઉત્પન્ન થાય છે. એ શું માણુસ માટે ઉત્પન્ન થાય છે? નહીં એતો મારા કોમળ બાળક (વાછરડા) માટે ઉત્પન્ન થાય છે. તે બાપડું ભૂખે રહે છે અને નિર્દય શ્રાવકો ગટગટ ઉતારે છે. અને જીવદયા ફંડવાળા દ્રવ્ય મેળવે છે. અને જુઓ તો તે દૂધ મારૂં રક્તજ છે અને તે માંસ હાડકામાં રહી માંસની રાહે નીકળે છે. એની તમને કેમ છીત નથી એથી તમો શા માટે સુગ કરતા નથી. માંસ તમે ખાધુ નથી તેની લેહજત ચાખી નથી તેથી તેની ગંધથી ભાગો છો પણ દૂધ તમારી દાઢે લાગ્યું છે જેથી તેને ગટગટ ઉતારો છો. અરે એ દૂધ કેવા દુઃખથી દોહે છે કેવી શરમભરેલી રીતે સીર કાઢે છે તે જરાતો વિચારો. મારો પાનો ઉતારવા મારા વ્હાલા બચ્ચાને મારી પાસે લાવે છે તે જ્યારે માથું મારી દૂધ પીવા શરૂ કરે છે કે ફરી તેને શીઘ્ર બાંધી દે છે. મારા વ્હાલે પાનો વહે છે તે અટકતો નથી અને બચ્ચું તોડાવ તોડાવ કરી મારી સામે નીહાળે છે તેનો ખોરાક બીજા હર્ણ કરે છે. કોઇને દયા આવતી નથી. માયાનો મર્મ અત્રે ખુલે છે તે જુઓ. મેડાગાસકરના જંગલી લોકો તમારા કરતાં સારા કે તેઓ મારૂં દૂધ દોહતા નથી તેઓ મારા બચ્ચાનું હક્ક ઝુટવતા નથી પણ તમો સુધરેલા છો, શેઠ સાહુકાર ગણાઓ છો ધર્માદા કામમાં હજારો રૂપીઆ ખર્ચી દયાનો દમ મારો છો છતાં તમો મારા બચ્ચાનો ખોરાક ખેંચી લો છો. અરે તમને મારા બચ્ચાનો ખોરાક લેતાં જરાએ અરે આવની નથી. જો તમારી સ્ત્રીને કોઈ જબરાઈથી પકડી તેનું દૂધ દોહી લે તમારા કોમળ બાળકને ટટલતું રાખે તો તમારી શી વલે? અરે તમારા સંતાપનો કંઈ પાર રહે નહીં. તેવીજ અવસ્થા મારી સમજો અને મારા પર દયા કરો. માણુસના બચ્ચાં તેઓની માની દ્રષ્ટિમાં રહે માના છાયામાં પલે પણ આ લોહીથી ઉત્પન્ન થયલા દૂધની ખાતર મારા બચ્ચાને કોડમાં કેદ કરે તેના ગળામાં ફાસતો નાંખી ગોવાળ મને ટટલતી વનમાં ભટકાવે છે. અરે કોઈ મારૂં દુઃખ સાંભળનાર નથી. અને તે બચ્ચું આખો દિવસ મા, મા, માતા, માતા, કર્યા કરે છે. તેની ભાષા તમો નહીં સમજતા એ હું માનું છું પણ મારી ગેરહાજરીમાં તેની પૂકાર ખુલ્લી રીતે દરેક અકલવાળાને સમજાવે છે કે તે માતાની મેહેરનું સ્મરણ કરે છે. અને પોતાના ખોરાક દૂધને માંગવામાં ગળુ પાંડ છે. અરે તમો જરાતો વિચારો અને અમારા પર દયા કરો. જીવ દયાનું ખાતું સ્થાપો અને તેમાં દૂધનો વેપાર! ઘણું શરમભરેલું છે.

કુદરતે નર માદા ઉત્પન્ન કર્યા છે દરેકનું કામ જૂદું હોય છે દરેકની ઇચ્છા ભીન્ન ભીન્ન છે, તેનો વિચાર તમો જરાએ રાખતા નથી. અને મારા દિકરા (વાછરડા)ને તમો ખસ્સી કરો છો તેને પુરૂપપણાથી કાઢો છો અને બાયલાઓની સંખ્યામાં ઉમેરો કરો છો. મુંગા પ્રાણી ઉપર ઘાતકીપણું અટકાવનારી મંડલીને આ ઘાતકીપણું સુજતું નથી, અથવા સુજે છે પણ મુંગા રહે છે. માણુસને કોઈ હિજડા કરે તો તે સરકારી ગુનાહમાં આવે તે પર પોલીસ દોડે પણ મારા બચ્ચાઓ માટે કયી પોલીસ લાવું શેઠ સાહુકારો અને મહાજનોજ ખસ્સી બળદ વાપરનારા છે અને એઓની ખાતર ખસ્સી કરવામાં આવે છે એટલે એઓની ખાતર તોડી કોઈ મારી વારે દોડે નહીં

મારૂં વિશેષણ ગરીબ, ગરીબ ગાય એ

દ્રષ્ટાંત તરીકે કહેવાય છે. જેવી હું તેવાજ મારા બચ્ચાં છતાં મારા વાછરડાઓને રાંક કરવા નાંખ જેવી નરમ જગ્યામાં કાણું કોરે છે અને નાથ નાખે છે અને તેથી તેને છેક રામ (આજીજ) કરે છે. અરે તે દેખાવ તમારાથી કેવી રીતે જોવાય છે! તે નાથ સાથે અછોડો બાંધી દરેક વેળા તમો ખેંચી તાણીને દુઃખ આપો છો. અરે દયાના દાવેદારો તમો અહિન્સા પ્રમો ધર્મને કાં ભૂલી ગયા. શ્રાવકો, બ્રાહ્મણો અને બીજા સઘળી જાતના હિન્દુઓ એ કૃત્ય કરી રહ્યા છે પણ કોઇને અરે આવતી નથી. આફ્રીકાના જંગલીઓ મારા બાળકનું નાક વીંધતા નથી. તેઓ બળદને ગાડામાં જોડે છે છતાં નિર્દય થઈ નાથ વાપરતા નથી. અને મોઢો ઘાલી કામ લે છે. વળી તમારામાંના કેટલાક શોખીનો વાળની નાથ નાખી નાકનો નાશ કરે છે, અને કેટલાક સુરતના શોખીનો શનીવારમાં દોડાવી દુઃખ આપનાર નાકમાં નાથની જગ્યા ઘી લગાડી નાક સેડવે છે. તેઓને કોઈ પૂછનાર નથી કે કહેનાર નથી. અરે ગોરજીઓ મુની મહારાજો એજ દુઃખને જોઈ ગાડીમાં બેસતા નથી અને બાપડા પગે ચાલે છે. તેઓનું જોઇને તો તમો ધડો લેઓ શું તેઓ નાથ નાખવાની નાથ વાપરવાની તમને મનાઈ કરતા નથી?

કણબીઓના કપાળમાં તો અમને દુઃખ આપવું લખાઈ ગયું છે તેઓએ તો દયાનો દમ માર્યો નથી અને મારશે પણ નહિ. પણ દયાને દાબનાર કૃપાને કાપનાર આર્યા કણબીઓને બે બોલ કહું છું. રખે તેઓને મારા પર મેહેર આવે. અરે તમે તો સમજેલા શીખેલા છો. અરે મારા દુઃખને જુઓ જરા વિચાર કરો તમો મારા પુત્રોને ઘણું દુઃખ આપો છો. ગૌ માતાના દિકરાઓને દુઃખ આપવું તમને કેમ ગમે છે. તમારૂં દઢ દિલ કેમ થયું છે. નિત્ય દુઃખ સહાય નહીં હમેશનો જુલમ ખમાય નહીં. તમો તેને હળમાં નાખો સવારથી સાંજ સુધી થાકવો છો. હાય હું કોને કહું. અરે જરા તો વિચારો તેની ગરદનમાં જુસરીથી ગટ્ટા પડે છે ફ્રાપ પડે છે પણ તમે દુઃખ દેતાં અટકતા નથી.વરસાદના દહાડા ભીંજેલી ભોંયમાં હળ ખેંચી અસસતા થાય છે. ઉપરથી પ્રાણીના ગોદાનો ઉમેરો થાય છે. અને ઝપાટાનો વધારો થાય છે. મુંગા પ્રાણી ઉપર ઘાતકીપણું અટકાવનારી મંડલીના માણસો સડક ઉપર ફરી ત્યાં તપાસ રાખે છે પણ જરા કોઈ દિવસ ખેતરમાં જાઓ અને અમારૂં દુઃખ જુઓ. કરપી, ફડકો, અને પાટલો વગેરે અનેક જાતના લાકડાં આખી મોસમ મારા દિકરાઓને ફેરવવા પડે છે. ગુલામી ધંધો અંગ્રેજ સરકારના રાજ્યમાં નાશ પામ્યો છે પણ મારા બચ્ચા તો ગુલામીથી નબળી હાલતમાં છે તેને છોડાવનાર કેમ કોઈ નીકળતું નથી. અરે આટલું દુઃખ છતાં જ્યારે ખેતી તૈયાર થાય છે તો અનાજ માણસો લે છે. અરે કડબના રાડાં મારા કોમળ દીકરા ચાવે તેઓની જીભ કપાય છે અવાળા છોલાય છે. અરે જ્યારે ખળીમાં દાણા કહાડે છે પાર નાખે છે ત્યારે મારા દીકરા ઘણા ગમગીન થાય છે. દાણાપર ડાચું મારવા કરે છે પોતાની મહેનતની મજુરી સમજી દાણા ખાવા ઇચ્છે છે તો તેના મોં પર જાલી પહેરાવે છે અને ટટલતા રાખે છે. મનું મહારાજે કદાપી એવોજ વિચાર રાખી લખ્યું છે કે "ખેતી કરવી ઘણું દુષ્ટ કામ છે. (મનુ ૧૦; ૮૩, ૮૪) આવા દુઃખમાં રહેવાથી તો કુરબાનીમાં કપાવું ઘણું સારૂં છે. અરે મારૂં દુઃખ કેટલું કહું તડકામાં લખલખવું અમારાજ ભાગ્યમાં. વરસાદ ઠંડી અમારા ઉપરજ. નહીં દીઠી રાત નહીં જોયો દિવસ જ્યારે મરજી થઈ ત્યારે બે પૈસાનું ભાડું મળ્યું કે અમને ભમાવવા લાગ્યા. મને કહેતા શરમ આવે છે પણ તમે દુઃખ દેતા શરમાતા નથી.

## ભેંસનો વિલાપ.

સૃષ્ટિ કર્મ પ્રમાણે દરેક પ્રાણીની ઉત્પતી * લગભગ અર્ધા નર અને અર્ધી નારીની થાય છે એ નિઃશંક છે. પણ હુંજ કમ્બખત, અભાગ્યી, દુરદશા, અને દુષ્ટ છું, કે જે ગામમાં જોશો ભેંસો સેંકડો પણ તેના બચ્ચા નર પાડા સેંકડે દસ નહીં. શું અમો નર જણુતીઓજ નથી! માદાજ જન્મીએ છીએ? જરા તો વિચારો અમારૂં દુઃખ નિવારણ કરો. હું દુઃખમાં દટાઈ ગઈ છું. લોહીના ઘોંટ પીઉં છું. અને કાલજુ ગળે આવે છે અને તેજ બળાપામાં હું કીચડ કાદવમાં પડી રહું છું. મારૂં દુઃખ એવું છે જેને ઇસ્લામ, ખ્રીસ્તી ધર્મ, યાહુદી, પારસીઓ, હિન્દુઓ અને સરકારી કાયદો કોઈ સહી શકે નહીં, મદદ કર્યા વગર કોઈ રહે નહીં. અરે મુંગા પ્રાણીઓ ઉપર ઘાતકીપણું દૂર કરનારી મંડલી તમો કયાં ઉંઘણુસી બનો છો! ઓ શ્રાવકો તમો કયાં સ્વપ્નમાં છો! મારો કોમળ પાડો રીબાઈ રીબાઇને મરે છે. અરે તમો આટલો તો વિચાર કરો સૃષ્ટિ નિયમ પ્રમાણે અર્ધા પાડા અને અર્ધી પાડીઓ થવી જોઇએ. અને જ્યારે તમો જ્યાં જુઓ ત્યાં પાડીજ જુઓ ત્યારે તે પાડા કયાં જાય છે તેનો તમને જરાએ ખ્યાલ નથી. શું તે પાડા કસાઇને વેચાય છે? જો એમ થાય તો જરા સરખું દુઃખ વેઠી છૂટકારો પામે પણ ઢોરોવાળા રીબાવીને મારે છે. એનો કેમ ખ્યાલ તમને થતો નથી. આ માત્ર દૂધના લોભનું પરિણામ અને ચારાની મોંઘવારીનું અંજામ છે. અને કસાઇને આપવામાં લોકોના મેણાનો ડર છે. નહીં તો તેઓ કંઈ ઓછું દુઃખ આપતા નથી. અરે મારા દુઃખને પોહોંચી વળવાનો એક ઉપાય કહું છું, જે તમને ભારી નથી. અને તેમાં મુસલમાનો પણ તમારી સાથે થશે. તે એ કે મુંગા પ્રાણી ઉપર ઘાતકીપણું અટકાવનારી મંડલીની શાખા વધારાય તેના ઇન્સપેકટરો વયાતી ભેંસોનો હિસાબ રાખે અને પાડો જણેલી ભેંસના પાડાની સંભાળ રાખે. દરરોજ એક બે વાર હાલત દરયાફ્ત કરે, અને જેનો પાડો રીબાતો હોય તેને સરકારમાં ઘસડે, તોજ મારાં બચ્ચા છૂટે. અરે કોઈ ધર્મી માણસ છે જે મારી ફર્યાદ પોહોંચે અથવા બીજો કોઈ ઉપાય શોધી કહાડે. કે કોઈ પણ રીતે મારો પાડો રીબાતો બચાવો. જો તમારા કોમળ બચ્ચાને એવી રીતે રીબાવાય તો કેવી અવસ્થા થાય? શું મારા પાડામાં જીવ નથી? તેનો પ્રાણ નકામો છે? તે માત્ર બે ચાર દિવસનોજ મેમાન આવે છે? અરે એનો કેમ ખ્યાલ થતો નથી.

## ગાય ભેંસ બકરાં ઘેટાંનો સામટો વિલાપ.

અરે અમારૂં દુઃખ સાંભલો તે પર ધ્યાન આપો. અમારાં આંસું લુછો અમારી મદદ કરો અમારા લાભને સમજો બુદ્ધિશાળ સમજીને મદદ કરે છે. મુસલમાનો અમને વધ કરે છે કાપે છે તેમાં અમારે માટે ઇસ્લામી ધર્મ પ્રમાણે જરા વારના દુઃખને બદલે ઘણો લાભ છે * માટે તમો તેઓને આડે આવો નહીં. તેઓની વચ્ચે પડો નહીં. અરે તે લાભો જ્યારે અમો વિચારીએ છીએ તો અમારૂં મરવું જરાએ કઠિન લાગતું નથી. અરે તે લાભો તમારી આગળ વર્ણવા તો વ્યર્થ છે. હિન્દુ ધર્મ પ્રમાણેના થોડા લાભ વર્ણીએ છીએ તે પર ધ્યાન દઈ અમારી ફરયાદ પોહોંચો. અમે જે ગાય ભેંસ વગેરેનો જન્મ લીધો છે તે આગળા જન્મનો બદલો છે. આ અમારી ભોગ જુની છે એથી અમારો જેમ બને તેમ જલ્દી છૂટકો થવો જોઇએ.

---

* દૂધ દોહવું વગેરે કેટલીક બાબતોમાં ગાય અને ભેંસનો સરખો વિલાપ છે માટે જે ગાયનો વિલાપ તે ભેંસનો સમજવો. લંબાણ થાય માટે તે લખ્યો નથી. ગુ. મો.

* વાંચો ગઊરક્ષકને ચેતવણી પૃષ્ટ ૫૦ ગુ. મો.

અરે તે છટકો બાપડા મુસલમાનોને હાથે થાય છે તેઓ અમારા પર દયા કરે છે. કદાપી દયાનંદજી મહારાજ એ ભેદને સમજી ગયા છે જેથી સત્યાર્થ પ્રકાશ છપાયલું સને ૧૮૭૫ ના પૃષ્ટ ૩૯૯ માં લખે છે કે પશુઓને મારવામાં જરા દુ:ખ થાય છે પણ યજ્ઞના પ્રાણીઓને અને બીજાઓને ઘણોજ લાભ છે." વળી તેજ પ્રતના પૃષ્ટ ૩૦૨ માં છે કે જો કોઈ પણ માંસ નહીં ખાય તો પશુ પક્ષી વગેરે જેટલાં છે તેથી હઝાર ગણા થાય. ફરી માણુસને મારવા લાગે ખેતરમાં અંન નહીં થાય. જેથી સર્વે માણુસ મરી જાય." અરે જ્યારે આવો દુષ્ટ વખત આવે માણુસ મરે ફરી અમે જીવી શકીએ તો હમણાજ મરી લોકોને લાભ આપી દુન્યાનો કારભાર સારી રીતે ચાલે એજ અમને રૂડું લાગે છે. માટે તમો આડે આવો નહીં. માહોમાહે લડો નહીં. માણુસ ઉત્તમ પ્રાણી છે એઓ રહે અને અમે એઓના લાભમાં ખપીએ એજ ઠીક છે. અરે મારા હિન્દુ ભાઈઓ તમે કેમ વિચારતા નથી તમારૂં શાસ્ત્ર કેમ જોતા નથી, મનુ મહારાજ પોતાની સ્મૃત્તિમાં કહે છે તે સાંભળો તે પર યકીન રાખો. મનુ અ૦ ૫ શ્લો. ૪૦ અનાજ, પ્રાણી, ઝાડ, પક્ષી, કાચબો વગેરે સઘળાં યજ્ઞામાં મરવાથી બીજા ભવમાં શ્રેષ્ટ જાતનો જન્મ મળે છે. વળી અ૦ ૫ શ્લો. ૪૨ મધુપર્કાદિમાં પ્રાણીને મારી વેદની મુળ મતલબ જાણનાર બ્રાહ્મણ પોતાની જાતને તથા તે પ્રાણીને ઉત્તમ ગતીએ પોહોંચવે છે એટલે સીધા સ્વર્ગમાં અમો જઈએ છીએ. અરે આવી ગતી મેળવતાં તમો શા માટે આડે આવોછો. તમો જરા તો વિચારો. તમો દોસ્તીનો ડોલ ઘાલી દુશ્મનની ગરજ સારો છો. અરે મારા હિન્દુ ભાઈઓ તમો વેદની ટીકા શતપથ બ્રાહ્મણને તો જુઓ, તેના કાન્ડ ૧ અધ્યાય ૨ બ્રાહ્મણ ૩ કાન્ડકા ૯ માં શું લખેલું છે "માણુસ જેની કુરબાની થાય તે કીમ પુરૂષ (વન માણુસ) થાયછે અને ઘોડો તથા બળદની કુરબાની થાય છે તે મોટા મોટા પ્રાણી થાય છે. અને મેંઢા જે ચઢાવાય છે તે ઉંટ બને છે. અને બકરો જે ચઢાવાય છે તે શરભ (આઠ પગ વાલું હરણ) થાય છે." અરે શતપથમાં ઘણી જગ્યા માણુસની પણ કુરબાની લખી છે. તેમ આપણા બ્રાહ્મણો તેમ કરતા પણ હતા. તો અમારી કુરબાની તમને શા માટે ગમતી નથી. તમો શા માટે અમારૂં ભલું ચાહતા નથી, અરે તમો હમેશ સ્વદેશી સ્વદેશી કર્યા જાઓ છો અને તે માટે કારખાના મીલો કાઢતા જાઓ છો, તેમાં વપરાતા ચામડાં અમારાજ છે. અને તે સઘળાં હલાલીજ છે. મુરદારનાં ચામડાં ટકાવ નથી. એજ માટે અહીંસા પ્રમો ધર્મ કહેનાર જૈનો પણ પોતાની મીલોમાં અમારા હલાલીજ ચામડાં વાપરી લાખો રૂપીઆ કમાયછે. તો ફરી જો અમારો વધ અટકાવશો તો સ્વદેશીનો ચરખો ચાલશે નહીં અને દેશની ઉન્નતી થશે નહીં. અરે ચરખાની માલ અમારીજ થાય છે, વેલણો પર અમારજ ચામડાં છે, મોટા ચકર પર અમારાજ પાટા છે. સુતરના દોરડાં કે સણના દોરડાં કામ આવે નહીં. તો દેશના દ્રવ્ય માટે, ભારત ભૂમીના ભલા માટે અમારો પ્રાણ દેવાને તૈયાર છીએ. જેમ અમારો વધ વધશે તેમ ખપના ચામડાં પૂરાં પડશે. નહીં તો બધું પડી ભાંગશે તે સમજો વિચારો ફરી વચ્ચે પડો. થોડું કહ્યાને તમે ઘણું સમજો. આટલાં ઉપર વિલાપ સમાપ્ત થાય છે.

હું ધારૂં છું કે પ્રાણી પુકારવાળો સાહેબ તથા દયાને આધારે મુસલમાનોને નિર્દય કહેનાર દૂધ દહી અને ઘી ખાતા નહીં હશે. તેમ જેવી રીતે ચામડાના જોડા અને ચામડાં પેહેરવાં તજ્યાં છે તેમ પોતાની મીલોમાં ચામડાં વાપરતા નહીં હશે, તેમ ચામડાં વાપરતી મીલના શેરો પણ રાખતા નહીં હશે. એવીજ રીતે ચામડાંથી જોડાયલા ઘોડા ગાડીમાં બેસતા નહીં

હશે. અને જો એ વસ્તુ વાપરતા હશે, અને હું ખાતરીથી જાણું છું કે દૂધ ઘી વાપરેજ છે, તો હવે આ વિલાપ વાંચયા પછી જરૂર તજશે. જોઇએ પ્રાણી પૂકારવાળો આ વિલાપનો શો જવાબ આપે છે, અને દયાને આધારે વીજીટરીયન થનારા આ વિલાપની શી દાદ આપેછે. આ વિલાપને આધારે મુસલમાનોને કોઈ ઠપકો આપી શકતું નથી. કારણ કે તેઓ હરામ હલાલને અલ્લાહના હુકમ ઉપર અટકેલા રાખે છે. ખોદા જે વસ્તુ હલાલ કરે તે હલાલ અને જેને હરામ કહે તે હરામ. એજ કાયદા પ્રમાણે કુરઆનમાં માંસ અને દૂધ હલાલ ઠેરવ્યાં છે. માટે તે હલાલ. પણ દયાના દાવેદાર તો માંસ નહીં ખાવાનો આધાર દયા અને મેહેરપર રાખે છે માટે તેઓને સમજાવવામાં આવે છે કે તમારા કાયદા પ્રમાણે પ્રાણીઓને મુક્ત કરો. તેથી ખેતી નહીં કરાવો, બોજો નહીં ખેંચાઓ, અને દૂધ ઘી તરફથી તમારી દ્રષ્ટી ફેરવો. હવે જોઇએ પ્રાણી પૂકારવાળો આનો શો ઉત્તર આપે છે ?

માંસ ખાવું હિન્દુઓમાં પ્રાચીનથી છે જે વિષે વિદ્વાન વીલસનની વેદની ટીકા શહાદત આપે છે. ડાક્ટર અલફેસટન મુંબઈના ગવરનર સાહેબ હિન્દુસ્થાનનો ઐતિહાસ (પૃષ્ઠ ૭૯, ૪૨૬ વગેરે) માં પૂરાવો આપે છે કે બ્રાહ્મો બળદનું માંસ ખાતા હતા." છતાં હાલ માંસ ખાવું એબ ગણાય છે માંસ ખાનારાઓથી વેર રખાય છે. કેટલાક સત્યવાદી હિન્દુઓ ખરી શાક્ષી પુરે છે. સને ૧૯૦૧ માં ઘણું કરીને ઓગસ્ટ મહિનામાં વિદ્યાસાગર પણ્ડિત વિવકાનંદ સાહેબનું ભાષણ માંસ ખાવાની ભલામણનું મુંબઈ સમાચારમાં છપાયું હતું. તેમ સાંજ વૃતમાન તા૦ ૧૦-૧૦-૧૦ પૃષ્ટ ૬ કાલમ ૬ માં એક લખાણ છપાયું છે તે અતરે ઉતારૂં છું. અને તેમાંથી શંક્ષીપ રીતે સવાલો કાઢી માત્ર જવાબોજ લખું છું. " વડોદરામાં આરોગ્ય સ્થીતી સંબંધી જે કમીશન નીમવામાં આવ્યું છે તેમાં નવો ખોરાક દાખલ કરવા સંબંધી કડીના સીવીલ સરજ્ય ડા. સેવકલાલ માણેકલાલે નીચલી જુબાની આપી હતી:–

નવો ખોરાક દાખલ કરી શકાય કે કેમ અને થાય તો કયો તે સવાલના જવાબમાં તેમણે જણાવ્યું કે મારા મત પ્રમાણે નવો સલાહભર્યો ખોરાક માંસાહાર છે...હું ફરજ પાડવા કહેતો નથી સ્વીચ્છા પર મુકવું જોઇએ. જેની ઇચ્છામાં આવે અને જેઓ ખરીદી શકે તેઓ ભલે ખાય...માંસ બીજા ખોરાક કરતાં બહુ મોંઘો મળે છે તેથી ખાવાની ઇચ્છાવાળાઓને પણ મેળવવું કઠણ પડે છે, હાલ ઢોરની અછત છે તેથી સરકારે તેવા ઢોરો તઈયાર કરી ઉછેરવાં જોઇએ અને દેખરેખ રાખી તે ખોરાક સોંઘો કરવો જોઇએ... હું નહીં ખાઉં પણ જેને વાંધો નથી તેવા લોકોને સગવડ શા માટે ન થવી જોઇએ. પહેલાં લોકો માંસાહારી હતાં. હાલ ઘણા ખરા જે લોકો અન-ફળ શાક ખાનારા છે તેનું મુખય કારણ એ છે કે માંસ મોંઘું છે. પાટણમાં પહેલાં બળદ રૂ૦ ૭૫ ના મળતો તે હવે ૧૫૦ માં પણ મળતો નથી. ગાયની અને ઢોરની અછત થઈ ગઈ છે. માંસનો કંઈ પહેલાં બાધ નહોતો. બ્રાહ્મણો પણ માંસ ખાતા એવું શાસ્ત્ર પુરાણોથી જણાયછે."

કેટલાક અજાણ મુસલમાનો કહે છે કે હિન્દુઓની ખાતર ગઉવધ બંધ કરવો જોઇએ. તેઓને વિચારવું જોઇએ કે અલ્લાહનો રસૂલુલ્લાહનો હુકમ કોઈની ખાતર છોડવાનો નથી, જો આજે ગઉવધ છોડશો તો કાલે બાંગ છોડવી પડશે. તો ફરી ઇશુ (અસે) ને ખોદા કે ખોદાનો દીકરો માનવો પડશે. જો એમ થયા કરે તો ઇસ્લામજ રહે નહીં. એ વિષે અલ્લાહ તઆલા શું ફરમાવે છે તે જુઓ. કુરઆન સૂરા બકર. ૨; ૧૧૯ તું કહે (ઓ મોહમ્મદ) ખોદાનો માર્ગ તેજ ખરો માર્ગ છે. અને ખચીત તારી પાસે ઇલિમ (કુરઆન) આવ્યા પછી

જો તું તેઓની ઇચ્છા પ્રમાણે ચાલશે તો તારે માટે ખોદા તરફથી કોઈ દોસ્ત કે મદદગાર નથી. વળી સૂરા આલે ઇમિરાન ૩; ૧૪૯, ૫૦ ઓ ઈમાનવાળાઓ જેઓ કાફિર થયા તેઓની તમો તાબેદારી કરશો તો તેઓ તમને તમારી એડી ઉપર પાછા ફેરવશે. [કાફિર બનાવશે] ફરી તમો નુકશાની ખમનાર થશો. પણ અલ્લાહ તમારો મદદગાર છે અને તેનીજ મદદ સર્વથી ચઢીયાતી છે. વળી સૂરા માએદા. ૫; ૪૮ જે તારી પાસે સત્ય આવ્યું છે તેની વિરૂદ્ધ તેઓની ખાહેશની તાબેદારી કરવી નહીં. વળી સૂરા અનઆમ ૬; ૧૫૧ અને જેઓએ અમારી આયાતોને જૂઠવી અને જેઓ આખેરત ઉપર વિશ્વાસ રાખતા નથી તેઓની ઇચ્છા પ્રમાણે તું નહીં ચાલ. અને તેઓ ( બીજાને ) પોતાના પરવરદિગાર સમાન ગણે છે." એ વગર બીજી ઘણી આયાતો જેમાં કાફિરોની ઇચ્છાનુસાર ચાલવાની મનાઈ છે. મુસલમાનોની જે નબળી હાલત છે કંગાલીયતમાં ફસેલા છે એ સઘળુ કુરઆન શરીફ ઉપર નહીં ચાલવાનું પરિણામ છે. કુરઆન સૂરા તાહા, ૨૦; ૪૭ અને સત્ય માર્ગ ( ઇસ્લામ ) ની જેઓ તાબેદારી કરે છે તેઓનેજ સલામતી છે." અલીગઢ કાલીજ વાળાઓને જોઇએ કે મુસલમાનોના લાખો રૂપીઆ હુન્નર ઉદ્યોગમાં લગાડે અને ઇસ્લામ ઉપર મુસલમાનો ચાલે એવી કોશીશ કરે એમાંજ એઓની ઉનંતી છે * બાકી સર્વે નકામા ખ્યાલો છે. સરકાર પોતાની મેહેરબાનીથી પ્રાથમીક સ્કૂલો કાઢે છે. હાઈ સ્કૂલો બાંધે છે તેમજ કોલેજો સ્થાપે છે. અને તેમાં હિન્દુ મુસલમાનોને સરખો લાભ આપે છે. સરકારી અરબી સ્કૂલોમાં મુસલમાન મૌલવી પ્રોફેસર. પણ અલીગઢની અરબી સ્કૂલમાં જુજદીન યાહુદી પ્રોફેસર. શું મજાનું ઓનરેબલ ગોખલેએ કહ્યું કે શું તમને અરબીનો પ્રોફેસર હિન્દુસ્તાનમાં મૌલવી નથી મળતો ?" એઓને જોઇએ કે મૌલવીઓની સલાહથી ટેક્ષબુકો પણ બદલે. પણ એમ થવું ઘણું મુશ્કેલ છે. કારણ કે તે ટોલીમાં ઘણા આગેવાનો એવા છે કે તેઓ ખુલ્લી રીતે કુરઆનનો નકાર કરે છે. ખોદા મુસલમાનોને સારાં કામોની તોફીક બખશે. **આમીન.**

---

* એ વિષેનો વધુ ખોલાસો "વિચાર સુધારક" જે ઇસલાહુલ ખીયાલનો તરજુમો છે અને છપાઇ છે તેમાં છે કી. અ ૪ ગુ. મો.



# ગઊરક્ષકને ચેતવણી.

ગઊરક્ષકને ચેતવણી.

## પ્રસ્તાવના.

બીજી આવૃતીની

### ઘણું મેહેરબાન રહમકર્તા અલ્લાહના નામથી.

સર્વ સ્તુથી તેને માટે છે કે જેનું પવિત્ર નામ અલ્લાહ છે. જે સર્વ ચીજનો ઉત્પન્ન કર્ત્તા અને દરેક ચીજને તાબામાં રાખનાર છે. તેણે પોતાની હિકમત પ્રમાણે જે હુકમ કર્યા છે તે સઘળા ડહાપણ ભરેલા છે તેનું કામ હિકમતથી ખાલી નથી. તથા દોરૂદ અને સલામ હજરત મોહમ્મદ માટે છે કે જેવણુની શરીઅત હરામ હલાલના બયાનમાં એકતા છે. અને જેમની ચાલચલગત તે સારો

બોધ આપવા માટે પૂરતી છે. અને તેમની આલ તથા અસહાબ તથા સર્વે મુમેનો માટે છે.

એ પછી **ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદેક** અરજ કરે છે કે ગૌરક્ષા વિરૂદ્ધ અમારી ચોપડીઓ છપાઈ મફત વહેંચવાને આસરે વીશ વરસ થયાં તેની સેંકડો નકલો હિન્દુઓમાં વેહેંચી ગઉરક્ષા મંડળીઓને પોહોંચવી પણ હજુ તેનો જવાબ કોઇએ બહાર પાડયો નથી.

કેટલાક મહિના ઉપર સુરત શેહેરમાં કોઈ શરમા પંડિત આવ્યા, તેવણુ નવેસરથી પોતાના ભાષણમાં પાછી તેજ વાતો કહેવા લાગ્યા જે શ્રીમન સ્વામી આલારામ સ્વામી વગેરે કહી ગયા હતા. તેમના જવાબ માટે મારા મિત્ર હાફેજ નૂર મોહમ્મદ મેવાવાળા સાહેબ પાસેથી સુરતનો એક મુસલમાન અમારી ચોપડીઓ લઇ તે પંડિત પાસે ગયો. પંડિત સાહેબે ઘણી ખુશી જણાવી તે ચોપડીઓ લઇ કહ્યું કે આ સભામાં નહિં પણ મારી મથકે જઈ હું ધ્યાન દઈ વાંચી એનો ઉત્તર આપીશ. પણ પોતાના પોકળ હિસાબનું ભપકાળુ જ્યારે જણાયું તો શરમા સાહેબ શરમાયા અને વગર કંઇ કહે ચોપડીઓ પાછી આપી. આર્યાઓની ટેવ પ્રમાણે નકામો બકવો કે ધાંધલ નહીં કરી એ તેમની ભલમનસાઈ છે. જેથી કેટલાક મુસલમાનોને એ ચોપડીઓ વાંચવાનો તથા ફેલાવવાનો શોખ થયો અને એક શેઠ છપાવી મફત વેહેંચવા માટે તમામ ખરચ પોતે આપવા કબુલ થયા. તો ખોદા ઉપર ભરોસો કરી બીજીવાર છપાવવા હું તૈયાર થયો.

પ્રથમ છપાયલી ચોપડીઓ જવાબે ગઉરક્ષા, સ્વામી આલારામને જવાબ, અને હરગોવીંદ ગીરજાશંકરને જવાબમાં કાંઈ ફેરફાર મેં કર્યો નથી. માત્ર ઇબારત શુદ્ધ કરી છે. અને કોઇકિ ઠેકાણે નોટ લખી છે. અને ત્રણે ચોપડીઓને છેવટે કાશીનીવાસી ગૌ સેવક પણ્ડિત ગજત નારાયણના ભાષણોના જવાબ મુંબઈ સમાચારમાં છપાયલા રાખ્યા છે. એ પણ્ડિત જગત નારાયણના મુકાબલામાં લખનવવાળા મૌલવી અબ્દુલ ખાલેક સાહેબ* તથા જનાબ કાજી ઇસમાઇલ મોહમ્મદ મીયાં પોરબંદરી સાહેબ તથા સુરતના મીયાં સાહેબ મોહમ્મદઅલી હમદાની તથા તેમના ફરજન્દ મીયાં સાહેબ તાહિરભાઈ તથા મી૦ હાજી યુસોફ સાલેહ શરીફ સાહેબ તથા આ લખનાર ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદેક લખાણ કરતા હતા પણ અફસોસ કે પંદર વર્ષનો લાંબો વખત વિતવાથી તે સઘળા છાપાઓ મળી નહીં આવ્યા જેથી જેટલા મળ્યા તે છાપ્યા છે.

પશુ હત્યા કરવામાં દોષ નથી એ વિષયમાં મુસલમાનો તરફથી જનાબ મૌલવી સૈયદ કમરૂદદીન લખનોવવાળા સાહેબે ઘણીજ ઉમદા તથા ઘણીજ મોટી કિતાબ ઉર્દુમાં લખી છે અને જનાવરોને વધ કરી ખાવા ઉપર જેટલી શંકાઓ કરવામાં આવે છે તે સઘળીનો તેમાં જવાબ છે. અને એ પુસ્તક કાનપુરના નિઝામી પ્રેસમાં છપાયું છે. અને હિન્દુઓ તરફથી સત્યાર્થ પ્રકાશના ઉર્દુ ભાષાંતર કરતા રાધા કૃષ્ણ મહેતાએ " માંસ અને આર્યા સમાજ " તથા બીજા એક આર્યાએ " માંસ ભક્ષણ વેદ અનુકુલ " ઘણી સારી ચોપડીઓ લખી છે. એમાં હિન્દુઓના માનીતા પુસ્તકોથી ઘણી સફાઇથી પ્રમાણ આપવામાં આવે છે. અને આ અમારી ચોપડીઓ પણ ખોદાના ફજલથી અઉત્તર છે. આજ સુધી એનો ઉત્તર કોઇએ લખ્યો નથી. અને હવે જો કોઈ હિન્દુ લખવા ચાહે તો મેહેરબાની કરી સઘળી ચોપડીનો અથવા એક આખી ચોપડીનો ઉત્તર લખે. વિશેષ કરી આ પ્રસ્તાવનાને સારી રીતે ધ્યાનમાં રાખીને જવાબ આપે.

પંદર કે સોળ વર્ષનો અરસો થયો કે સુરતના દેશીમિત્ર છાપાના અસલ માલિક મી૦

* મૌલવી અબદુલ ખાલિક સાહેબનું સઘળું લખાણ મુંબઇ સમાચારમાં છપાયલું તેમ કાઠીયાવાડના કોઈ મેમાંગે ચોપડીના રૂપમાં છપાવી મફત વેહેચ્યું હતું પણ અફસોસ તે પણ મારી પાસે નહીં રહ્યું. ગુ. મો.

મંછારામ ઘેલાભાઈ સાહેબે માંસ ભક્ષણ વિરૂદ્ધ એક લખાણ પોતાના છાપામાં કર્યું હતું અને તેનો જવાબ તેજ સમાહથી મુંબઈના "કાસદે મુંબઈ" પત્રમાં મે નાંખવા શરૂ કર્યો હતા અને તે છપાયલા છાપાની એક કોપી તેમના છાપખાના-માં અને એક કોપી તેમના છાપખાનાની માળે એન્ડરૂસ લાયબ્રેરીમાં પોહોંચાડતો હતો. પણ તેનો કશો જવાબ તેવણે કે તેવણના કોઈ ચેલા-એ આપ્યો નથી. તે મજમુન ઘણું ઉપયોગી છે પણ તેની નકલો મારી પાસે રહી નથી તેથી મારી યાદદાસ્ત પ્રમાણે લખું છું. અને આ લખાણ તે છાપામાં છપાયલા લખાણનો ચતુરાંશ પણ નથી.

**મી૦ મંછારામ**—મુસલમાનો પેશાબથી ઘણા બચે છે એ સ્તુત્ય છે. તેઓ જ્યારે પેશાબ કરે છે તો પત્થર કે ખડુ વાપરી પેશાબને સુક-વે છે. એક ટીપું બદનને કે વસ્ત્રને લાગવા દેતા નથી. વળી એટલાપર નહીં અટકતાં ફરી પાણીથી પણ ધોએ છે. ત્યારે મારા મુસલમાન ભાઈ-ઓએ વિચારવું જોઇએ કે જે પશુનું માંસ તમો ખાઓ છો તે પશુની મુળ પેદાએશ એક પેશાબના ટીપાથીજ છે તે તમને ખાવું કેમ દુરસ્ત હોય ?

**જવાબ**—મી૦ મંછારામ સાહેબને મુસલમા-નોનું કામ પૂરતી રીતે પેશાબથી બચવાનું જા-ણવાની સાથે આ પણ કોઈ મુસલમાનથી વાકેફ થવું હતું કે પેશાબથી બચવાનો તો હુકમ તમા-રા પૈગમ્બરે આપ્યો છે. તો શું વીર્યથી ઉત્પન્ન થયલા માંસને ખાવું પણ તમારા પૈગમ્બરે દુરસ્ત રાખ્યું છે ? અથવા કુરઆનમાં દુરસ્ત ફરમાવ્યું છે ? ફરી સવાલ કરવાનો શોખ પૂરો પાડવા નીકળતે તો ઠીક થતે: કારણ કે જ્યારે કુરઆનમાં માંસ ખાવાની આજ્ઞા છે, હજરત મોહમ્મદે પોતે ખાધું છે, લોકોને ખવરાવ્યું છે તો ફરી એમને એડવોકેટ થવાનો હુકમ કયાંથી મળ્યો ?

નાપાક વસ્તુના પાક થવાના અનેક કારણો છે. નાપાક કપડું ધોએથી પાક થાય છે તેમ દરેક ચમકતી સફાઈવાળી વસ્તુ છરી ચપ્પુ વગેરે લુછી નાખવાથી પણ પાક થાય છે. તેવીજ રીતે ઇસ્તિહાલા એટલે હાલતના બદલાયાથી પણ પાક થાય છે. દાખલા તરીકે શરાબ નાપાક છે પણ તે સરકો થએથી પાક થાય છે, એજ કાયદા પ્ર-માણે વીર્ય નાપાક છે પણ તે ઇસ્તિહાલાથી પ-વિત્ર થાય છે. વીર્યથી જાનવર બંતાં ઘણી તરેહ-ના ઇસ્તિહાલા વચ્ચે આવે છે. વીર્યથી લોહી, લોહીથી માસનો લોચો ફરી હાડકાં પાસલાં ચા-મડું વગેરે. તેથી હવે વીર્ય રહ્યું નથી. એક જુ-દીજ વસ્તુ બની છે, ફરી તેમાં પવિત્ર અને અપ-વિત્ર એ તરેહની વસ્તુ બની છે. તેને પાક કરવાનો કાયદો ઇસ્લામે જુબહ કરવાનો રાખ્યો છે કે તેથી પવિત્ર થનારી વસ્તુ પાક થાય અને અપવિત્ર બહાર પડે.

હાલતના બદલાયાથી [ ઇસ્તિહાલાથી ] કાય-દાનું બદલાવું આ એક એવો કાયદો છે કે જેને હિન્દુ મુસલમામ બંનેએ માન્ય કર્યો છે. દૂધ, લોહી તથા ગોબરમાંથી બને છે. હવે ગોબર અગર જો હિન્દુઓને ત્યાં પવિત્ર છે પણ લોહી તો તેઓને ત્યાં પણ અપવિત્ર છે. છતાં એજ કાયદાને આધારે બંને તેને પાક ગણી વાપરે છે. એટલુંજ નહીં પણ દૂધને હિન્દુઓ પોતાની માનેલી પવિત્ર જગ્યામાં લઈ જાય છે. એવીજ રીતે ચામડું એની મુળ પેદાએશ તેજ વીર્ય છે, અને ફરી લોહી તથા માંસથી છે પણ હિન્દુઓ તેને પવિત્ર ગણી વાપરતા આ-વ્યા અને વાપરે છે. અને પોતાની પવિત્ર જગ્યા-ઓમાં ચામડાના વાજીંત્રો નગારાં વગેરે લઈ જાય છે. અને મુસલમાનો ચામડાને અપવિત્ર ગણે છે જેથી તેને પવિત્ર કરવાના કાયદામાંથી એક ચામડું કેળવવું અને કાયદાસરની જુબહ થયલી લગાડી પવિત્ર ગણે છે.

ખેતીમાં ખાતર પુરાય છે તેમાં માણસનું મેલુ તથા છાણ બંને વપરાય છે. તેની અસરથી થઇલા અનાજને કે શાક ભાજીને હિન્દુઓ તથા મુસલમાનો બંને પવિત્ર ગણી વાપરે છે, તેનું કારણ તેજ ઉપ-લો ઇસ્તિહાલાનો કાયદો છે. જો મંછારામ એ

કાયદાનો નકાર કરનાર થશે તો ધુ. મુત્ર તથા છાણના ખાનાર ગણાશે. એવીજ રીતે વીર્યથી ઉત્પન્ન થતાં માંસને સમજો.

**મંછારામ**—અકબર બાદશાહે ગઉવધની મનાઈ કરી હતી.

**જવાબ**—અકબર બાદશાહે ગઉવધ અટકાવ્યો એથી સિદ્ધ થાય છે કે અકબર બાદશાહના હુકમ આગળ મુસલમાનોમાં ગઉવધનો રિવાજ હતો જેથી મનાઈ હુકમ બહાર પાડયો. હવે મનાઈ માટેનો વખત તો અકબરની મનાઇનો વખત છે અને રિવાજ માટે કોઈ વખત હિંદુઓ બતાવી શકતા નથી તો જરૂર હજરત મોહમ્મદ [સલ]ના વખતથી ગઉવધ ચાલ્યો આવે છે એમ સિદ્ધ થયું. અને બોખારી મુસલિમ વગેરે હદીસની કિતાબોથી એનો ટેકો પણ મળે છે.

વળી અકબર બાદશાહે પાછો તે હુકમ રદ પણ કરેલો એમ છતાં તે હિન્દુઓની છોકરીઓ લેતો હતો તેના બદલામાં જો તેઓની ગઉમાતાને છોડી હોય તો તેથી અમને શું.

કોઈ પણ મુસલમાન બાદશાહને શરીઅતની બાબતમાં હાથ નાખવાનો જરાએ અખત્યાર નથી. શરીઅતના હુકમ ઉપર ચાલવામાં ચલાવવામાં રઇયત અને બાદશાહ સરખા છે. મુસલમાન બાદશાહની તાબેદારી રઇયત ઉપર વાજેબ છે પણ એની એ મતલબ નથી કે તે જે ચાહે તે હુકમ કરી શકે છે અને તે સર્વ મુસલમાનોએ માન્ય કરવું જોઇએ. એ વિષેની કુરઆનની આયત ઉપર જરા પણ વિચાર કર્યાથી સાફ જણાય આવશે. કુરઆનમાં છે "ઓ ઇમાનવાળાઓ અલ્લાહનો હુકમ માનો અને રસૂલુલ્લાહનો હુકમ માનો અને તમારામાંના (મુસલમાન) * હોકુમતવાળાઓનો. ફરી જો કોઈ વિષયમાં તમો આપસમાં મતફેર પડો તો તેને અલ્લાહના તથા રસૂલના તરફ ફેરવો. જો તમો અલ્લાહ તથા આખેરત ઉપર વિશ્વાસ રાખતા હોય તો. આ ઠીક કામ છે અને સારૂં પરિણામ છે." સૂરા નિસા ૪; ૬૦ આમાં મુસલમાન હાકેમની તાબેદારીનું બયાન છે. અને તે એ રીતે બનાવવામાં આવ્યું છે કે તેની તાબેદારી શરીઅત વિરૂદ્ધ બાબતમાં નથી. પહેલી ઇશારાથી છે તે એવી રીતે કે "તાબેદારી કરો" નો શબ્દ અલ્લાહ સાથે તથા પેગમ્બર [રસૂલુલ્લાહ] સાથે લગાડવામાં આવ્યો છે. પણ તે હાકેમ સાથે લગાડવામાં આવ્યો નથી જેમાં ઇશારાથી સમજાવ્યા કે હાકેમની તાબેદારી તે અસલ તાબેદારી નથી પણ ખોદા તથા રસૂલની તાબેદારીની શાખા છે જે મુળથી વિરૂદ્ધ હોવી નહીં જોઇએ. પણ કોઈ માણસ આ ઇશારાને નહીં સમજે માટે તેવા માણસ માટે ખુલ્લું કહેવાયું કે "ફરી જો કોઈ વિષયમાં તમો આપસમાં મતફેર પડો તો તેને અલ્લાહની તથા રસૂલની તરફ ફેરવો." અલ્લાહની તરફ એટલે તેની કિતાબ (કુરઆન) તરફ, અને રસૂલની તરફ એટલે તેમની સુંનત (હદીસ) તરફ. અને એ વિષે ભાર મુકાયો. "જો તમો અલ્લાહ તથા આખેરત (છેલ્લા દિવસ) ઉપર વિશ્વાસ રાખતા હોય તો" એટલે મુસલમાનને તથા ઇમાનના દાવેદારને આ કાયદા વિરૂધ્ધ ચાલવું કદી યોગ્ય નથી. ફરી છેવટમાં કહેવાયું કે "આ ઠીક કામ છે અને સારૂં પરિણામ છે" જ્યારે ખોદા આ કાયદા વિષે ઠીક કામ તથા સારૂં પરિણામ કહે તો ફરી તેથી વિરૂધ્ધ ચાલવું નઠારૂં કામ તથા માઠું પરિણામ હોવુંજ જોઇએ. આથી તમો સમજી શકશો કે અકબર બાદશાહ વગેરે કોઈ પણ બાદશાહને ખોદા તથા પૈગમ્બરના હુકમ વિરૂધ્ધ હુકમ આપવાનો અધીકાર નથી. અને જો તેઓ કોઈ મતલબસર વિરૂધ્ધ કાયદો કાઢે તો તે માઠું પરિણામ છે. તે પર મુસલમાનોને ચાલવું નજ જોઇએ.

હવે હત્યા વિષે આર્યાઓને કંઇક બે બોલ લખવા ચાહું છું. અને જ્યારે તેઓના માનેલા પુસ્તકોના

* મને સુરતના કેટલાક લેકચરારો ઉપર અફસોસ થાય છે કે તેઓ પોતાના લેકચરોમાં આ આયતને બોલે છે પણ તેના તરજુમા બયાન કરવામાં "મિન્કુમ" શબ્દ છોડી દે છે જેના અર્થ તમારામાંના એટલે મુસલમાન થાય છે. પ્રથમ યાહુદીઓ ખોદાના કલામમાં એવીજ રીતે કરતા હતા. ગુના. બો.

તથા માનેલા પુરૂષના વચનો હોય તો તેમને માનનારા માટે બુદ્ધિના પ્રમાણુની જરૂરત નથી. માટે અકલી દાખલા લખતો નથી.

દયાનંદ સરસ્વતીનું સત્યાર્થ પ્રકાશ સને ૧૮૭૫ માં બનારસમાં છપાયલાના પૃષ્ટ ૪૫માં સવાર સાંઝ માંસ વગેરેથી હોમ કરવાનું લખ્યું છે. વળી તેજ પ્રતના પૃષ્ટ ૧૭૧ માં છે " યજ્ઞને માટે જે જાનવરોનું કતલ કરવું છે તે વિધિ પૂર્વક કતલ કરવું છે (એટલે દુરૂસ્ત છે) " તેજ પ્રતના પૃષ્ટ ૩૦૨ માં છે " જો કોઈ પણ માંસ નહીં ખાય તો પશુ પક્ષી વગેરે જેટલાં છે તેથી હજાર ગણા થાય. ફરી માણસને મારવા લાગે ખેતરમાં અંન નહીં થાય. જેથી સર્વે માણસ મરી જાય." વળી તેજ પ્રતના પૃષ્ટ ૩૦૩ માં છે " જ્યાં જ્યાં ગોમેધ વગેરે લખાયા છે ત્યાં ત્યાં પશુઓના નરને મારવું લખ્યું છે. એકબળદથી હજારો ગાય ગર્ભવતી થાય છે તો એથી નુકસાન પણ નથી. અને જે ગાય વાંઝ (વન્ધ્ય) હોય તેને પણ ગોમેધમાં મારવાનું લખ્યું છે. " તેજ પ્રતના પૃષ્ટ ૩૯૯ માં છે. પશુઓના મારવમાં જરા દુઃખ થાય છે પણ યજ્ઞના પ્રાણીઓનો અને બીજાઓનો ઘણોજ લાભ છે " વળી તેજ પ્રતના પૃષ્ટ ૧૪૯ માં છે કે " માંસના પીન્ડ આપવામાં કશો પાપ નથી. " દયાનંદજીના સંસ્કાર વિધી છપાયલું સંમત ૧૯૩૩ ના પૃષ્ટ ૧૧ માં છે " જે શખ્સ ચાહે કે મારો છોકરો પણ્ડિત, દુશ્મનોનો ફતેહ કરનાર સઘળા વેદ વેદાંગનો જાણનાર ભણાવનાર તથા પૂરૂં આયુષ્ય ભોગવનાર થાય તો તે માંસની સાથે ભાત રાંધીને ખાય.

વળી ઋગવેદ સંહિતા આ૦ ૧ સુક્ત ૬૧ ની શ્રુતીમાં આવી રીતે છે " ઓ ઇંદ્ર વરતરા ઉપર તારો બજ્જર (એક હથિયાર) ચલાવ અને તેના એવા ટુકડે ટુકડા કર જેવી રીતે કસાઈ ગાયના ટુકડે ટુકડા કરે છે. " આશ્રુતીમાં વરતરાના ટુકડે ટુકડા કરવાને ગાયના ટુકડા કરવા સાથે ઉપમાં (તશબીહ) આપી છે. હવે વિચારવાનું છે કે જે લોકો ગાયને માને છે ગાયને પૂજે છે. તેઓ ગાયના ટુકડા કરવાનું પોતાની બોલચાલમાં ઉપમા આપવામાં કદી વાપરશે નહીં. એટલુંજ નહીં પણ કોઈ પરધર્મ શખ્સ તેઓની આગળ એવો શબ્દ બોલે તો નારાજ થાય છે. અને કવીની ફરજ છે કે તે પોતાની કવિતામાં એવા શબ્દો વાપરે કે જેના સાંભળવાથી સાંભળનાર અને વિશેષ કરી તેનો માનનાર નારાજ થાય નહીં, નહીં તો તે વકતો ગણાશે નહીં, તેની વાત ફસાહતમાં મેલાશે નહીં. તો શ્રુતીથી જણાય છે કે વેદના ચલણના વખતમાં કસાઇઓ હતા. તેઓ ગાયને કાપતા, અને ટુકડે ટુકડા કરતા, અને તે વખતના હિન્દુઓ તેને એબનું ગણતા નહોતા, તથા તે વાપરતા હતા એખુલ્લું છે. નહીં તો કદી એવી ઉપમાં વેદમાં અપાતે નહીં. અથર્વ વેદ કા. ૬ વ. ૭૦ મં. ૧ જેવી રીતે માંસ દારૂ જુવામાં વેગવાળા પુરૂષનું સ્ત્રીમાં મન લાગે છે, તેવી રીતે ઓ સ્ત્રી તારૂં મન સન્તાનમાં લગાડ. " આમાં સ્ત્રીને પોતાના સન્તાનને પાલવાની આજ્ઞા છે અને તેની સાથે તેણીના મન લાગવાને માંસમાં મન લાગવાની સાથે ઉપમાં અપાઈ છે. જો માંસ ખાવાની મનાઈ વેદમાં હોત તો આ ઉપમાં કદી અપાતે નહીં. અથર્વ વેદ આ. ૯ વ. ૬ કા. ૪ મં. ૩૯ ગાયનું દૂધ અને માંસ એ ઘણાં સ્વાદિષ્ટ છે એને મેમાનની આગળ નહીં ખાય. "

મનુ અધ્યાય ૫ શ્લો. ૩૬ જે પશુઓનો વેદ મંત્રથી સંસ્કાર નહીં થયો તેનું માંસ બ્રાહ્મણ નહીં ખાય પણ સંસ્કાર થયલા જાનવરોનું માંસ ખાય " વળી અ૦ ૫ શ્લો. ૪૪ " આ દુન્યામાં જે વધ વેદના હુકમ પ્રમાણે થાય છે તેને જુલમ કે હત્યા નહીં જાણવી જોઇએ; કારણ કે વેદથીજ જુબહ કરવાનું દુરસ્ત ઠર્યું છે. " મનુજીના કહેવાથી પણ સિદ્ધ થાય છે કે જુબ્હ કરવાની આજ્ઞા વેદમાં છે. વળી મનુ અ૦ ૫ શ્લો. ૧૮ સ્વાવિધા શલ્યક, ગોધો નામની ગરોળી, પગડ કાચબો, સસલું એ સવ પાંચ નખવાળા ભક્ષણ કરવાને લાએક છે તેમ ઉંટ

છોડી દઇને તમામ દાઢવાળાંનું ભક્ષણ કરવું." આ શ્લોક પ્રમાણે ગાય, ભેંસ અને ઘોડાનું માંસ ખાવું દુરૂસ્ત છે. વળી મનું અ૦ ૩ શ. ૨૬૮, ૨૬૯, ૨૭૦ (શ્રાદ્ધમાં) માછલીના માંસથી બે માસ તૃપ્ત (સંતુષ્ટ) રહે છે. હરણુના માંસથી ત્રણુ માંસ મેંઢાના માંસથી પાંચ માંસ; અને દ્વિજ-તીથી ખવાય શકે એવા પક્ષીના માંસથી પાંચ માંસ, સુધી પિતૃઓ તૃપ્ત રહે છે; વાછરડાના માંસથી છ માસ સુધી તૃપ્ત રહે છે. ચિત્ર મૃગના માંસથી સાત માસ સુધી, એણુ નામના હરણુના માંસથી આઠ માસ સુધી; અને રૂ રૂ નામના મૃગ થી નવ માસ તૃપ્ત રહે છે. ભુંડ અને ભેંસના માંસથી દશ માસ સુધી તૃપ્ત રહે છે. અને સસલા તથા કાચબાના માંસથી અગિયાર માસ" વળી મનુ અ૦ ૩ શ્લોક ૩ માં વેદ ભણી પ્રસિદ્ધ થઇ માલા પેહેરી ગાદીએ બેસનાર માટે છે કે તેનો બાપ અથવા આચાર્ય એક ગાય મારી તેના લોહીથી મધુપર્ક બનાવી તેની પૂજા કરે. વળી મનુ અ૦ ૫ શ્લો. ૨૮ બ્રહ્માજીએ કહ્યું છે કે ચલિત અને અચલિત વસ્તુઓ જે આ દુન્યામાં છે તે સઘળા આત્માનો ખોરાક છે. એ વગર મનુમાં ઘણા દાખલા છે.

બ્રહદારંક ઉપનેશદ જે દયાનંદજીનું માનેલું છે તેના અ. ૮ બ્ર૦ ૪ મં૦ ૧૭ "જે કોઇ ઇચ્છે કે મારો પુત્ર પણ્ડિત સત્યાસત્ય વિવેકી શત્રુઆને જીતનાર, પોતે નહીં હારનાર, યુધ્ધમાં ગમન, હર્ષ તથા નિર્ભયતા કરનાર, સંકીત વાણીનો બોલનાર, સઘળા વેદ વેદાંગ વિદ્યાનો ભણનાર ભણાવનાર, સર્વ આયુષ્યનો ભોગવનાર થાય તો તે માંસનો પુલાવ બનાવી (ચોખા માસમાં રાંધી) ને ખાએ તો એવા પુત્ર થવાનો સમ્ભવ છે." આજ મંત્ર શતપથ બ્રહ્મણના ૧૪ માં કાન્ડમાં પણ છે.

ગ્રહ સુત્રમાં પણ માંસ ખાવાની વિધિ છે. આયુર્વેદમાં માંસ ખાવાના ઘણા પ્રમાણ છે. મહાભારતમાં માંસ ખાવાના ઘણા દાખલા છે. જે માણસ "માંસ ઔર આર્યાસમાજ" પણ્ડિત રાધાકૃષ્ણ મેહતા રચિત જોશે તેને ખાત્રી થશે. માટે હું વધુ નહીં લખતાં તેને વાંચવાની ભલામણ કરૂં છું પણ આ સઘલા દાખલા ઇનિસાફથી વાંચનારને લાભ આપશે. પણ પંડિત શીવપ્રસાદ શરમા આર્યા મેરઠવાળા કહે છે "જો ચતુર્ધા બ્રહ્માજી પણ કહે કે વેદમાં માંસ ખાવાનું છે તોપણ હું કદી માનીશ નહીં," (માંસ અને આર્ય સમાજ પૃષ્ટ ૬) એવા માણસને તો કદી લાભ થશે નહીં. ગુરૂ નાનક સાહેબે "ગ્રંથ સાહેબ" માં માંસ ખાવા વિષે ઘણી સારી રીતે સમજુતી આપી છે તેની એક શેઅર અત્રે લખવી મોનાસેબ લાગે છે.

## કવિતા.

હાડ માંસ મેં દૂધ બસત હૈ, જહાં મેલે ધ્રન ખાવે;
ઇહિ દેખો પંડિતકી ક્રિયા, માંસ દેખ ધ્રન આવે.

હવે હું એક કલ્પિત કેસ લખી આ ઝઘડાને ખતમ કરૂં છું. આ કેસ કલ્પિત છે એમાં દયાનંદ સરસ્વતી તથા મનુ મહારાજ વગર બીજા લોકોના નામો કલ્પિત લખ્યાં છે. ભોગજોગે જો કોઇનું નામ આ કેસમાં લખેલા માણસોના નામ સાથે મળતું આવે તો તે એમ નહીં સમજે કે હું તે શખ્સ છું.

ફોજદારી કેસ ના. ૧૦૫ તા. ૧૦મી જુન ૧૯૦૯.

ફરયાદી દયારામ ઘેલાભાઈ.

વિરૂદ્ધ

અબદુલ્લાહ રહીમભાઈ.

## દાવા અરજી

ગરીબ પરવર સલામત હું નીચે સહી કરનાર દયારામ ઘેલાભાઇની નમ્રતા પુર્વક અરજ એ છે કે મુસલમાનો પશુ હત્યા કરે છે અને એ કામ ઘોર ગુનાહનું છે, એથી મારૂં દિલ ઘણુંજ દદરે છે. એ બાબતની વાત સાંભળી મારૂં અંતઃકરણ ધ્રુજે છે તથા અમારા શાસ્ત્ર વિરૂદ્ધ છે માટે આપ મારાપર દયા કરી એ લોકોના આગેવાન અબદુલ્લાહ રહીમભાઇ જે એ કામમાં લોકોને ઉસ્કેરે છે તથા અમારા શાસ્ત્રાના ખોટા ખાટા દાખલા દઈ ભાષણો કરે છે તેને બોલાવી એ કા-

મની તપાસ કરી મને દાદ આપો અને એ કામનો મનાઈ હુકમ કાઢો. હું આપના હકમાં દુવા કરીશ.
તા. ૨૦-૫-૦૯

સાક્ષીઓના નામો.
લલ્લુભાઈ ઘેલાભાઈ.
ચુનીલાલ મોતીલાલ.
ગુલાબદાસ ફીલાભાઈ,
નૌરોતમ કિપારામ.

અરજદાર.
દયારામ ઘેલાભાઈ (નવો આર્યો.)

ફરીયાદીએ પોતાની અરજીમાં લખેલી હકીકત કસમ ઉપર માજીસ્ટ્રેટની કોર્ટમાં પોતાની જબાનીમાં બયાન કરી અને તેમાં વધુ એમ પણ જણાવ્યું કે હું શાસ્ત્ર સારી રીતે જાણું છું.

### ઉલટ તપાસ.

**વકીલ** તમો આર્યા કયારથી થયા? **જવાબ** એ વર્ષથી, **વકીલ** તમે પ્રથમ કયો ધર્મ પાળતા હતા? **જવાબ** વિષ્ણુ. **વકીલ** પ્રથમ તમો મુર્તિ પૂજતા હતા? **જવાબ** હા. **વકીલ** તે કામ પાપનું છે? **જવાબ** હા. **વકીલ** આર્યો થવાથી તમારી પ્રથમ કરેલી મુર્તિ પૂજાનો પાપ માફ થયો? **જવાબ** નહીં. ખોદા પાપ માફ કરી શકતો નથી પાપ માફ કર્યાથી તે અન્યાયી ઠરે છે (સત્યાર્થ પૃ. ૫૦૨ વગેરે.) **વકીલ** તો એનો બદલો તમને કંઈ મળશે? **જવાબ** બીજા અવતારમાં કુતરૂં. બીલાડું કે ભૂંડ થવું પડવાનું. **વકીલ** તમો પ્રથમ કયાં રહેતા હતા? **જવાબ** મોરા સુંવાળીમાં. **વકીલ** તમે ત્યાંથી સુરતમાં કેમ આવ્યા? **જવાબ** એક ખાસ ગરજ માટે. **વકીલ** તમે ત્યાં ભૂખે મરતા હતા. રોજગાર નહીં ચાલતો તેથી આવ્યા છો? **જવાબ** નહીં. ત્યાં તો હું ઘણું પેદા કરતો હતો. હજુ સુરતમાં દુઃખ છે. પણ મારી બીજી મતલબ છે. **વકીલ** તે કયી મતલબ છે તે કહો? **જવાબ** હું રંડાયલો છું અને ત્યાં કોઈ આર્યો નથી. **વકીલ** તો શું તમો બીજા વિવાહ કરવા આવ્યા છો? **જવાબ** નહીં જેમ વિધવા બીજો પુરૂષ કરી નહીં શકતી તેમ રંડાયલો પુનર્વિવાહ કરી શકતો નથી. (સત્યાર્થ પૃષ્ટ ૧૦૭) * **વકીલ** તો તમો શા માટે આવ્યા છો? **જવાબ** દશ સ્ત્રી સાથે નિયોગની ઇચ્છાએ આવ્યો છું દશ સ્ત્રી સાથે રંડાયેલો નિયોગ કરી શકે છે. એવી મહાઋષી દયાનંદજીની આજ્ઞા છે. (ઋગ્વેદાદિ પૃષ્ટ ૧૭૨)+ **કોરટ** નિયોગ એટલે શું ટે હું સમજ્યો નહી. **ફરીયાદી** સાહેબ રંડાયલો માણસ બીજાની સ્ત્રી સાથે કે વિધવા સાથે સમ્ભોગ કરી દશ છોકરા મેળવે તે **કોરટ** [હસીને] આ તો દયાનંદજીએ ઘણું વિચિત્ર લખ્યું છે. રંડાયલાને તો વિવાહથી એક સ્ત્રી મળવાની જગ્યાએ દશ મળી. **વકીલ** મનુ આ. ૯ શ્લો ૬૦ થી તો એક બાળક માટે નિયોગની છુટ છે તો દશ છોકરાં કયાંથી થયાં? **જવાબ** મનુજીને વેદમાંથી એક છોકરૂ મેળવવાનું સુજ્યું પણ મહાઋષી દયાનંદજી મનુજીથી વિદ્યામાં દશગણા હતા જેથી તેમને દશ બાળક મેળવવાની આજ્ઞા મળી [સત્યાર્થ પૃષ્ટ ૧૦૫]× **વકીલ** મનુ અ૦ ૫ વગે-

---

* તે ઈબારત આવી રીતે છે. " પૂર્વ અમે લખ્યું છે કે દ્વિજોમાં સ્ત્રી પુરૂષનો એકજ વાર વિવાહ થવો વેદાદિ શાસ્ત્રોમાં લખ્યો છે. દ્વિતીય વાર નહીં [સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૦૭ લી. ૧, ૨] દયાનંદની આ એક એવી વિચિત્ર આજ્ઞા છે જે પર કોઈ આર્યા અમલ કરતો નથી તેઓ બીજા વિવાહ કરે છે. એટલુંજ નહીં પણ વિધવાઓના પુનર્લગન માટે પણ કેટલાકો કોશીશ કરે છે. ગુ. મો.

+ તે ઈબારત આવી રીતે છે " હે સ્ત્રી! તું વિવાહી પતિથી લઇને અગિયાર પતિ પર્યંત નિયોગ કર. અર્થાત કદાપિ આપતકાલ પ્રાપ્ત થાય તો એક એકના અભાવે માત્ર સંતાનોત્પત્તિને માટેજ દશ પુરૂષ સુધીજ નિયોગ કરવો. એજ પ્રમાણે પુરૂષ પણ વિવાહિતા સ્ત્રીના મૃત્યુ પછી સંતાનના અભાવે એક એકના અભાવે દશ વિધવા સુધી નિયોગ કરે" ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૭૨, ૧૭૩ ગુ. મો.

× તે ઇબારત આવી રીતે છે. " એમ એક વિધવા સ્ત્રી બે પોતા માટે અને બે બે અન્યચાર નિયુક્ત પુરૂષો માટે સન્તાન કરી શકે. અને એક મૃતસ્ત્રીક પુરૂષ પણ બે પોતા માટે અને બે બે અન્ય અન્ય ચાર વિધવાઓ માટે પુત્ર ઉત્પન્ન કરી શકે છે. એવી રીતે મળી દશ સન્તાનોત્પત્તિની આજ્ઞા વેદમાં છે. સત્યાર્થ પૃષ્ટ ૧૦૫ લી. ૬-૯ ગુ. મો.

રેમાં પશુ હત્યા, માંસ ખાવાનો હુકમ છે કે નહીં? **જવાબ** હા, છે. પણ તેમાં પાછળથી કોઇએ તે શ્લોક દાખલ કર્યા છે. તેથી હું માનું નહીં.

( ૧ ) સાક્ષી લલ્લુભાઈ થેલાભાઈની જબાની,

ફરયાદીના વકીલની તપાસમાં.

મારૂં નામ લલ્લુભાઈ બાપનું નામ થેલાભાઈ રહેવાસી બીલીમોરાનો હાલ સુરતનો કસમ ઉપર જણાવું છું કે હું ઈંગ્રેજી ગુજરાતી જાણું છું. મને ધર્મ સંબંધી પુસ્તકો વાંચવાનો શોખ છે. અમારા ધર્મમાં પશુ વધ કરવાનું કે માંસાહાર નથી જેથી કોઈ શખ્સ અમારા ધર્મને નામે કહે કે એઓના ધર્મમાં પશુ વધ છે તો તેથી અમારૂં દિલ દુઃખે. પ્રતીવાદી અબદુલ્લાહ રહીમભાઈ તેવા ભાષણો કરે છે તથા મુસલમાનોને વધ કરવા વિષે ઉત્તેજન આપે છે.

ઉલટ તપાસ.

**વકીલ** તમે પ્રથમ કયાં માર્ગમાં હતા? **જવાબ** વિષ્ણુ? **વકીલ** તમો તે વેળા મૂર્તિ પૂજતા હતા? **જવાબ** હા. વકીલ એ પાપ માટે તમે ખોદા પાસે માફી માંગી છે? **જવાબ** ખોદા ન્યાયકાર છે તે સજા આપવા વગર ગુન્હગારને છોડનાર નથી. **વકીલ** તો તમને પણ તેની કંઈ સજા મળશે? **જવાબ** હા. પુનર્જન્મમાં કુતરૂં ભૂંડ કંઈ બનવું પડશે. **વકીલ** તમે જ્યોરજ સેલનો કુરઆનનો તરજુમો જોયો છે કે? **જવાબ** હા. **વકીલ** તેમાં પશુહિંસા માંસાહાર વિષે વાંચ્યું છે? **જવાબ** હા, તેના ચાપટર કાઉ ચાપટર ટેબલ ચાપટર કેટલ વગેરેમાં પશુહત્યા તથા માંસાહાર લખ્યાં છે. **વકીલ** તમે બીલીમોરાથી અતરે કેમ આવ્યા છો? **જવાબ** હું નહીં કહું તો **કોર્ટ** ટમારે કહેવું પડશે આ કોર્ટ છે એમ અહીં ચાલે નહીં. **સાક્ષી** તો ઠીક મારી બાયડી ગર્ભવતી થઈ તેથી અતરે આવ્યો છું. **વકીલ** શું તેનો ઈલાજ કરાવવા આવ્યા છો? **જવાબ** નહીં. પણ દયાનંદજીએ કહ્યું છે કે સ્ત્રી ગર્ભવતી થયા પછી તેની પાસે એક વર્ષ સુધી નહીં જાય (સત્યાર્થ પૃષ્ઠ ૮૫) + અને એટલા અરસામાં જો નહીં રહી શકાય તો નિયોગ કરે (સત્યાર્થ પૃષ્ઠ ૧૧૨) * માટે સુરતનો કોઇ આર્યો મારાપર દયા કરી કોઈ આર્યણથી નિયોગ કરાવી દે તે માટે આવ્યો છું. **વકીલ** તો તમારૂં કામ થયું? **જવાબ** છેતો ઘણી સ્ત્રીઓ અને રાજી પણ દેખાય છે, પણ શરમાય છે, **વકીલ** તમે મહાભારત, મનુ સ્મૃત્તિ, ગ્રહ સુત્ર વાંચ્યાં છે? **જવાબ** હા. **વકીલ** તેમાં માંસ ખાવાનું છે? **જવાબ** હા. છે. ફરીયાદીના વકીલનો સુધારો. તમો તેમ માનો છો? **જવાબ** પણ હું તેને માનું નહીં કારણ કે દયાનંદજી માંસ ખાવાની મનાઈ કરે છે,

( ૨ ) સાક્ષી ચુનીલાલ મોતીલાલ

ફરીયાદીના વકીલની તપાસમાં.

મારૂં નામ ચુનીલાલ બાપનું નામ મોતીલાલ રહેવાસી ચીખલીનો પણ હાલ સુરતનો, ધર્મ આર્ય સમાજ કસમ ઉપર જણાવું છું કે હું માત્ર ગુજરાતી જાણું છું ધર્મ સંબંધી લોકોના વ્યાખ્યાન સાંભળવાનો શોખ રાખું છું. પ્રતિવાદી સુરત કિલ્લા આગળ ગયા શનીવારે ભાષણ કરતો હતો. ગઉરક્ષા વિરૂધ્ધ ભાષણ કરતો અને કહેતો હતો કે લોકો તમો માંસ ખાઓ એ ઘણું પુષ્ટીકારક છે. હિન્દુ ધર્મમાં પણ માંસ ખાવાનું છે વગેરે વગેરે જેથી હમારી લાગણી ઘણી દુખાઇ.

ઉલટ તપાસ.

**વકીલ** તમે આર્યા સમાજી થયાને કેટલી મુદત થઈ? **જવાબ** બે વર્ષ. **વકીલ** તમે પ્રથમ

---

+ તે ઈબારત આવી રીતે છે. " જ્યારે મહિના ભરમાં રજસ્વલા [હિજ] ન થવાથી ગર્ભસ્થિતિનો નિશ્ચય થઈ જાય ત્યારથી એક વર્ષ પર્યન્ત સ્ત્રી પુરૂષનો સમાગમ [જીમા] કદી થવો ન જોઇએ સત્ય. પૃષ્ઠ ૮૫ લી. ૯-૯ ગુ. મો.

* તે ઈબારત આવી રીતે છે. " અને ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સમાગમ ન કરવાના સમયમાં પુરૂષથી, દીર્ઘરોગી પુરૂષના સ્ત્રીથી ન રહેવાય તો કોઇ સાથે નિયોગ કરીને તેને માટે પુત્રોત્પત્તિ કરી આપે." સત્ય. પૃષ્ઠ ૧૧૨ લી. ૧-૩ ગુ. મો.

મુર્તિ પુજતા હતા ? **જવાબ** હા. **વકીલ** તમે આ પાપ માફ કરાવવાની કંઈ તદબીર કરી છે ? **જવાબ** ઇશ્વર ન્યાયકાર છે તે માફી બખશી શકતો નથી તો શું તદબીર કરૂં ? **વકીલ** તમો હોમ રોજ કરો છો ? **જવાબ** નહીં; કારણ કે દયાનંદજીના લખ્યા પ્રમાણે હોમમાં દરરોજ આના ચાર ઓછામાં ઓછા ખરચ થાય એ બનવું મુશકેલ છે. **વકીલ** એ પાપ માટે તમને કંઈ ભોગવવું પડશે ? **જવાબ** એ પાપથી દયાનંદજીના કહેવા પ્રમાણે હું શુદ્ર થયો. (સત્યાર્થ) અને કુતરા બિલાડાનો અવતાર લેવો પડવાનો. **વકીલ** તમો ચીખલીથી સુરતમાં રહેવા માટે આવ્યા છો ? **જવાબ** નહીં, માત્ર એક કામ માટે આવ્યો છું. **વકીલ** શું કામે આવ્યા છો ? **જવાબ** મારો મીજાજ કદી કદી ઘણો ગરમ થાય છે અને તેથી હું મારી સ્ત્રીને ઢોલ ધપ્પો કરૂં છું તેથી તે રીસાઇને સુરત આવી છે તેને લેવા આવ્યો છું. **વકીલ** તે આવવા રાજી થઈ ? **જવાબ** નહીં; કારણ કે તેનો વિચાર છે કે સત્યાર્થ પૃષ્ટ ૧૧૧ લી० ૧,૩નો* લાભ લઈ નિયોગ કરી તે સંતાન મારે માથે નાખે અને તે મારા માલના વારીસ થાય. **વકીલ** તમો વૈદક જાણોછો ? **જવાબ** હા. **વકીલ** તમો આયુર્વેદ જાણો છો ? **જવાબ** હા. **વકીલ** તેમાં માંસાહાર વિષે લખ્યું છે. **જવાબ** હા. આયુર્વેદ અ० ४६ સુત્ર અસ્તયાન મં. ४૩.४८, ६०માં માંસ ખાવાના ફાયદા બયાન થયા છે. વળી આયુર્વેદ આ. ૩ શરીસસ્થાન વગેરેમાં પણ છે. **વકીલ** બીજા પુસ્તકમાં પણ તમે વાંચ્યું છે ? **જવાબ** હા. મહાભારત સભા પર્વ અ० ४ શ્લો, ૨, ૩ વગેરેમાં છે. **વકીલ** એ વગર બીજા પુસ્તકોમાં છે ? **જવાબ** હશે પણ હાલ મને યાદ નથી. ફરીયાદીના વકીલનો સુધારો, આ પુસ્તકોમાં લખેલું છે પણ તમો તેને માનો છો ? **જવાબ** હું તેને માનતો નથી; કારણ કે દયાનંદજી હિંસાની મનાઈ કરે છે.

( ૩ ) સાક્ષી ગુલાબદાસ ફીલાભાઈ.

મારૂં નામ ગુલાબદાસ બાપનું નામ ફીલાભાઇ રહેવાસી અંકલેશ્વરનો પણ હાલ સુરતનો ધર્મે આર્યા સમાજી. કસમ ઉપર જણાઉં છું કે મને વેદની શ્રુતીઓ સાંભળવાનો ઘણો શોખ છે. ગુજરાતી તથા ઇંગ્રેજી હું જાણું છું. એ ભાષામાં ધર્મ સંબંધી પુસ્તકો મારાં વાંચેલાં છે. પ્રતિવાદી માંસાહાર વિષે તથા પશુ હિંસા વિષે અને વિશેષ કરી ગૌહત્યા વિષે ભાષણો કરે છે તે સાંભળી મારૂં દિલ ઘણું દુખાયું હતું.

ઉલટ તપાસ.

**વકીલ** તમને આર્યા સમાજી થયાને કેટલો વખત થયો ? **જવાબ** પાંચ વર્ષ. **વકીલ** તે પેહેલાં તમો મુર્તિ પૂજા કરતા હતા ? **જવાબ** હા. **વકીલ** એ વગર બીજા પણ તમારેથી પાપ થયા હશે ? **જવાબ** થયાં હશે. **વકીલ** એની માફી મેળવવા શો ઉપાય કર્યો ? **જવાબ** કોઈ ઉપાય થઈ શકતો નથી. ખોદા માફ કરી શકતો નથી. **વકીલ** કેમ ઇશ્વર દયાળુ નથી શું ? **જવાબ** તે દયાલુ છે પણ તેના અર્થ લોક સમજે છે તેમ નથી. પાપીને સજા કરવી એજ દયા છે. (સત્યાર્થ પૃષ્ટ ૧૭૧) માટે કુતરા બીલાડાનો અવતાર લેવો પડશે. **વકીલ** તમો અંકલેશ્વરથી સુરત શા માટે આવ્યા ? **જવાબ** એ વિષે ઘણો લાંબો કિસ્સો છે તમે નહીં પૂછો. **વકીલ** તમારે કહેવું પડશે. **કોરટ** (વકીલને) ટમો વળી પાછા નિયોગ વિષે સવાલ કરી કોરટનો વખટ ખોશો. **વકીલ** સાહેબ એમના કિસ્સાથી મારા અસીલની લાભની વાત નીકળે એવી મને આશા છે. **કોરટ** ટો ચાલવા ડો. **વકીલ** કહો શી બાબત છે ? **જવાબ** હું બીમારને બીમાર રહેતો હતો જેથી

---

* તે ઇબારત આવી રીતે છે. " તેમજ જો પુરૂષ અત્યંત દુખ દાયક હોય તો સ્ત્રીને ઊચીત છે કે તેને ત્યાગીને અન્ય પુરૂષ સાથે નિયોગ કરી સંતાનોત્પત્તિ કરીને તેજ વિવાહીત પતિનો દાય ભાગી સંતાન કરી લે. ઇત્યાદી પ્રમાણો અને યુક્તિઓથી સ્વયંવર વિવાહ અને નિયોગથી પોત પોતાના કુલની ઊન્નતિ કરે. " સત્ય. પૃષ્ટ ૧૧૧ લી ૧-૩ ગુ. મો.

મને કંઈ સંતાન થયું નહોતું, તેથી મેં મારી બાયડીને કહ્યું કે તું નિયોગ કરી સંતાન મેળવ. (સત્યાર્થ પૃષ્ઠ ૧૧૦)* તે મશ્કરી સમજી મને કહેવા લાગી તમો એવું શું બોલો છો. મેં કહ્યું હું ઠીક કહું છું તું કોઈ વીર્યદાન કરનાર પાસે જા. તેણીએ કહ્યું જાઓ તમોજ ઢુંઢી લાવો. મેં કહ્યું કે ફલાણો મારો મિત્ર તે ઉંચ વરણનો છે તેને હું લાઉં છું. તે ઉપરથી તે મારાપર ધુસ્સે થઈ કહેવા લાગી જા ભડવા હું એવું કામ કરીશ નહીં. એમ કહી તે ચાલતી થઈ. લોકોએ તેણીને ઘણીએ સમજાવી પણ તે આવતી નથી. પંડિતોએ કહ્યું કે નિયોગ કરી દશ બચ્ચાં મેળવવાં એ દયાનંદજીની ખાસ શીખામણ છે. પણ તે કહે છે કે હું મારી લાજ સંભાળવામાં દયાનંદજીને કે બીજા કોઈને માનુ નહીં. આખર કોટ કચેરી થઈ, પણ ઘર નહીંજ થયું. હવે હું તંદરૂસ્ત થયો છતાં તે આવતી નથી. સુરતના આર્યાઓની સ્ત્રીઓ કે બીજે કેથેની નિયોગમાં આવે તેવી ઘણી એ છે, પણ મારૂં અંતઃ કરણ એ કામને હવે ના પાડે છે. હવે હું એક મુશકલીમાં છું. દયાનંદજી લખે છે દ્વિજોમાં સ્ત્રી પુરૂષોના એકજ વાર વિવાહ થવો જોઈએ (સત્ય. પૃ. ૧૦૭) પણ મનુ અ૦ ૫ શ્લો. ૧૬૮માં બીજો વિવાહ કરવાની આજ્ઞા છે. બ્રહદારંક ઉપનેશદમાં છે કે મહા રૂષી યજ્ઞ વલ્કયની બે સ્ત્રી હતી. શ્રી કૃષ્ણજીની આઠ સ્ત્રી હતી. રાજા દસરથની ત્રણ રાણીઓ હતી, અને હું બીજા વિવાહ કરવા ઇચ્છું છું જેથી સુરતના આર્યાઓ સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો છું. મને તો દયાનંદજીનો નિયોગ ખોટો લાગે છે તેમ એક પુરૂષ બીજી સ્ત્રી નહીં કરી શકે એ પણ ગપોડા લાગે છે. **વકીલ** તમે વેદ વાંચ્યા છે?

* એ ઈબારત આવી રીતે છે. "જ્યારે પતિ સંતાનોત્પત્તિમાં અસમર્થ હોય ત્યારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપે કે હે સુભગે સૌભાગ્યની ઇચ્છા કરનાર. તું મારા થકી બીજા પતિની ઈચ્છા કર કેમકે હવે મારાથી સન્તાનોત્પત્તિની આશા ન કર ત્યારે સ્ત્રી બીજા સાથે નિયોગ કરીને સન્તાનોત્પત્તિ કરે સત્ય. ૧૧૦ લી૦ ૮-૧૦ ગુ૦ મો૦

**જવાબ** નહીં. કારણકે ગુજરાતીમાં નથી. **વકીલ** ગુજરાતીમાં તરજુમો કેમ નથી કરતા? **જવાબ** આર્ય સમાજના ત્રીજા નિયમમાં વેદ ફેલાવવાની ઘણી તાકીદ છે છતાં ગુજરાતીમાં આર્યાઓ તરજુમો કરતા નથી. મુંબઈની મંડલીને ઘણીવાર મેં અરજી કરી પણ કોઈ સાંભળતું નથી. મને લાગે છે કે તેઓ મુસલમાનોથી ડરે છે. **વકીલ** તમારા ધર્મના પુસ્તકોમાં હિંસા માંસાહાર લખેલું છે? **જવાબ** ઘણી જગ્યા લખ્યું છે. પારસ્કાર ગ્રહસુત્ર કાન્ડ ૧ કાન્ડકા ૧૯ના મંત્ર ૭-૧૨ માં માંસ ખાવાની વિધિ છે. સાંખયાન ગ્રહસુત્ર અ. ૬ ખં. ૧ સૂ. ૭, તથા અશ્વલાયન ગ્રહસુત્ર અ૦ ૧ કાન્ડકા ૨૪ સૂ. ૩૩માં ઘણી તાકીદ કરી માંસ ખાવાનું લખેલું છે. તેમ સને ૧૯૦૯માં ભરૂચ શેહેરમાં આર્યાઓ તથા સનાતનીઓ વચ્ચે શાસ્ત્રાર્થ થયો હતો તેમાં આર્યાઓએ એકરાર કર્યો હતો કે બ્રહદારંકમાં માંસ ખાવાનું છે. ફરયાદીના વકીલનો સુધારો. તમો એ વાતમાનો છો? **જવાબ** એ પુસ્તકોમાં છે એમ હું જાણું છું પણ કોઈ બ્રાહ્મણને જાહેર ખાતાં હું જોતો નથી જેથી હું માનતો નથી.

(૪) સાક્ષી નૌરોતમ ક્રિપારામ.

ફરયાદીના વકીલની તપાસમાં.

મારૂં નામ નૌરોતમ બાપનું નામ ક્રિપારામ રહેવાસી ઓલપાડનો પણ હાલ સુરતનો ધર્મ આર્યા સમાજ. કસમ ઉપર જણાવું છું કે હું ઉર્દુ તથા ગુજરાતી જાણું છું. પ્રતિવાદીને હું ઓળખું છું તે કદી કદી ઓલપાડમાં આવી લેકચર આપે છે તેમાં ઘણું કરીને એના લેકચરો ગઊરક્ષા વિરૂધ્ધ હોય છે. અમારા શાસ્ત્રોના નામ લઈ હિન્દુઓને પશુ વધનો ઉપદેશ કરે છે. જેથી મારી લાગણી તથા બીજા હિન્દુઓની લાગણી ઘણી દુઃખાય છે.

ઉલટ તપાસ.

**વકીલ** તમો જાતે કણબી છો? **જવાબ** હા. **વકીલ** ખેતી કરતાં જીવજંતુ મરે છે? **જવાબ**

સેંકડો મરે છે. **વકીલ**-બળદને હળ ખેંચતાં કંઈ દુઃખ થાય છે? **જવાબ** ઘણુંએ દુઃખ થાય છે પણ કરીએ કેમ. સાંઝ પડતાં તદન થાકી જાય છે. **વકીલ** તમે પરાણીએ બળદને ગોદા મારો છો? **જવાબ** એ વગર ચાલે નહીં જેથી મારવા પડે છે. **વકીલ** વધ કરવામાં દુઃખ વધારે કે આ કામ લેવામાં? **જવાબ** હું કહીશ નહીં. **વકીલ** નહીં, કહેવું પડશે. **જવાબ** હળ ફેરવવામાં ઘણું દુઃખ, વધ કરવામાં ૪, ૫ મિનિટનું દુઃખ, અને આમાં આખી જીન્દગીનું દુઃખ. **વકીલ** તમો મુર્તિ પૂજતા હતા? **જવાબ** પ્રથમ પૂજતો હતો. **વકીલ** એ પાપની માફી માટે તમે શું કર્યું? **જવાબ** પ્રજાપત્ય વ્રત પાળીઓ (રોજો રાખ્યો) અને ગૌમુત્ર પીધું એટલે પાપ માફ થયો. ( મનુસ્મૃતિ અ૦ ૧૧ શ્લો. ૧૦ ૬-૧૦ ) **વકીલ** દયાનંદ તથા આર્યાઓ કહે છે કે ખોદા પાપ માફ કરી શકતો નથી. અને તમે કેમ પાપ માફ થવાને માનો છો? **જવાબ** દયાનંદની માનેલી મનુ સ્મૃત્તિના આધારને દયાનંદના મત કરતાં શ્રેષ્ઠ ગણું છું. **વકીલ** બીજો કોઈ આર્યા તમારા મતની સાથે મળતો છે? **જવાબ** મેરઠ નીવાસી તુલસીરામ સ્વામી પણ પાપ માફ થવાને માને છે* કારણ કે મજકુર શ્લોકો તેવણે મોટા અક્ષરમાં લખ્યા છે **વકીલ** તમો નિયોગ માનો છો? **જવાબ** હા. **વકીલ** સુરતમાં લોકો દત્તક લે છે તેમ તમે લો; નિયોગ શા માટે કરો છો? **જવાબ** દત્તક લેવા કરતાં નિયોગ સારો છે. કારણ કે દતક તો પારકાનો છોકરો આપણું પેટ પણ નહીં ને પીઠ પણ નહીં. અને નિયોગમાં આપણી પીઠ નહીં પણ આપણી બાઇડીનું પેટ તો ખરૂં. તેથી એ શ્રેષ્ટ છે. વળી યુરૂપના વિદ્વાનો કહે છે કે ધણી ધણીઆણીની લાંબી મુદત સાથે રહેવાથી તેઓ મળતાં ચહેરાના થાય છે. એટલે કંઈક અંશ આપણો સ્ત્રીમાં જાય છે અને કંઈક અંશ સ્ત્રીનો આપણામાં આવે છે તો તે પ્રમાણે નિયોગમાં સ્ત્રીનું પેટ અને કંઈક અંશને જોતાં આપણી પીઠ પણ છે. **કોરટ** હસીને ઘણીવાર યસ, યસ બોલી **વકીલ** તમે કુરઆન વાંચ્યું છે? **જવાબ** હા. **વકીલ** તેમાં પશું વધ, માંસાહારનું વર્ણન છે? **જવાબ** મેં ઉર્દુ કુરઆનનો તરજુમો તથા ગુજરાતી કેટલાક તરજુમામાંથી કેટલુંક વાંચ્યું છે તેમાં ગાય કાપવાનું તો બીજા અધ્યાયમાં છે. **વકીલ** કેટલાક આર્યા કહે છે કે કુરઆનમાં પશું વધ નથી. **જવાબ** તેઓ ખોટું કહે છે. જો તેઓ દયાનંદજીના સત્યાર્થ પ્રકશના ૧૪માં સમુલ્લાસને વાંચતે તો તેમની ખાત્રી થતે કે કુરઆનમાં પશુ વધ છે? **વકીલ** તમે રામાયણ તથા મહાભારત વાંચ્યાં છે? **જવાબ** હા. **વકીલ** તેમાં માંસ ખાવાનું છે? **જવાબ** હા. છે. **વકીલ** તમે ઓલપાડથી સુરત શા માટે આવ્યા છો? **જવાબ** મારી સ્ત્રી ગર્ભવતિ હતી તેથી હું તેની પાસે જઈ શકું નહીં (સત્ય. પૃ. ૮૫) જેથી મેં ૯ સ્ત્રી સાથે નિયોગ કર્યો. (સત્ય. પૃ. ૧૧૧) થોડી મુદત પછી એટલે એક વર્ષમાં દશ સ્ત્રીઓ દશ બાળક જન્મીયો. હવે હું વિચારમાં છું કે મારી બાકીની ઉમર કેવી રીતે કાપીશ. કારણ કે માણસને દશ બાળકથી વધુ સંતાન ઉત્પન્ન કરવાની મનાઈ છે. ( ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃ. ૧૭૨ ) એ વિષે સુરત આવી આર્યાઓથી ખુલાસો માંગું છું મેં કહ્યું કે આર્યાઓમાં ઘણાઓના સંતાન દશથી વધુ થયા છે. મહાભારતમાં છે કે ધૃતરાષ્ટ રાજાના સો છોકરા હતા વગેરે વગેરે. પણ એનો ખુલાસો હજુ મને મળ્યો નથી. વળી મારી સ્ત્રી કહે છે કે હું આપને કામની રહી નથી. માટે હું નિયોગ કરીશ. પણ હવે મારૂં અંતઃકરણ નિયોગ કરવા દેવાને રાજી નથી તેથી તે સુરતના આર્યા વિદ્વાનો પાસે ફરયાદ લાવી છે. મેં તેઓને કહ્યું કે એ ભુંડું કામ હું કરવા દઈશ નહીં. કારણ કે મનુ સ્મૃતિ અ. ૯ શ્લોક. ૬૦થી જણાય છે કે માત્ર એકજ બાળક માટે નિયોગ કરવાનું છે. વળી મનુ અ. ૯

* તુલસીરામ સ્વામીએ મનુ સ્મૃત્તિના પોતાના ભાષાંતરના ભુમિકામાં લખ્યું છે કે પાછળથી મેળવી દીધેલા શ્લોકને નાના અક્ષરમાં લખીશ. એટલે અસલ શ્લોક માનવાને પાત્રને મોટા અક્ષરમાં લખીશ. ગુ. મો.

શ્લો. ૬૬ માં નિયોગને હેવાનિયતનું કામ તથા નિન્દાયુકત ફરમાવ્યું છે. વળી આ, ૯ શ્લો. ૬૮માં નિયોગ વિષે છે કે સાધુ લોકો એની નિન્દા કરે છે. વળી પરાશ્વર ઋષી પોતાની સ્મૃન્તિમાં લખે છે કે આ નિર્યોગ કલ્યુગ માટે નથી" પણ એનો ખુલાસો હજુ મળ્યો નથી. ફરયાદીના વકીલ નો સુધારો. તમે હિન્દૂઓનાં પુસ્તકોમાં હત્યા જોઈ તે તમે માનો છો ? **જવાબ** હું માનતો નથી.

અતરે ફરયાદીના સાક્ષીઓની તપાસ પૂરી થઈ. ત્યારે પ્રતિવાદીના વકીલે અરજ કરી કે અમારા પણ સાક્ષી લ્યો. **કોરટ** ટમારા સાક્ષીઓની કંઇ જરૂરટ નડી. **વકીલ** સાહેબ મારા એ સાક્ષીઓ લેશો તો કેસ વિષે ઘણું અજવાળું પડશે તથા એઓને ઉપલી કોરટમાં જવાનું રહે નહી. **કોરટ** ઠીક છે. ટમારા સાક્ષીઓનાં નામ આપો.

સાક્ષી

(૧) મનુ મહારાજ

(૨) સ્વામી દયાનંદ સરસ્વતી

મનુ મહારાજ માટે ખુરસી મુકાઈ તે પર તેવણુ બીરાજ્યા! કોરટે તેમને ઘણું માન આપી કહ્યું. મનુ મહારાજ આ કેસ વિષે આપ શું કહેવા માગો છો? **મનુ** મેં મારી સ્મૃન્તિના અ૦ ૫માં કયાં જાનવર ખાવાં અને કયાં નહીં ખાવાં તે સ્પષ્ટ રીતે લખ્યું છે. અને સાથે અ૦ ૫ શ્લો. ૪૪માં એમ પણ મેં કહ્યું છે કે જે વધ વેદ પ્રમાણે થાય તેને હિંસા સમજવી નહીં. બીજા અધ્યાયોમાં પણ ઠેકાણે ઠેકાણે મેં પશુ હત્યા લખી છે. **કોરટ** આર્યાઓ કહે છે કે સ્મૃન્તિના જે જે શ્લોકોમાં માંસ ખાવાનું છે, એ મનુજીના લેખ નથી. પાછલથી વામ માર્ગીઓએ તે દાખલ કર્યા છે. મનુ એઓનું કહેવું મિથ્યા છે. જો એઓ સાચા હોય તો પ્રથમની લખેલી સ્મૃન્તિ લાવે જેમાં એ શ્લોક નહીં હોય. વળી જો મારી સ્મૃન્તિ એવી હોત તો એઓનો ગુરૂ દયાનંદજી પોતાના સત્યાર્થમાં અનેક ઠેકાણે મારી સ્મૃન્તિથી આધાર નહીં લેતે, તથા સત્યાર્થ પૃષ્ટ ૬૧માં મારી સ્મૃન્તિ ભણાવવાનું નહીં લખતે. શું સત્યાર્થ પ્રકાશના રચવાના વખતમાં દયાનંદજી પાસે મારી સ્મૃન્તિ બીજી તરેહની હતી અને તે પછી તેમાં કોઇએ ફેરફાર કર્યો છે ? વળી અંગ્રેજ સરકારની કોરટમાં હિન્દુઓ વિષે મારી સ્મૃન્તિ પ્રમાણે ફેસલો અપાય છે. અને સઘળા હિન્દુઓ માન્ય કરે છે. **કોરટ** તમે પોતે સ્મૃન્તિ અ૦ ૫ શ્લો. ૫૧માં કાપનાર ખાનાર પીરસનાર વગેરે આઠ જણને ઘાતક કહ્યા છે. આથી આર્યાઓ આધાર લે છે કે મનુજી માં સાહારનું કહેતા નથી. અને જે શ્લોકોમાં માંસાહાર છે તે પાછલથી કોઇએ ઉમેર્યા છે. **મનુ** અરે ઇશ્વર ? એઓની એવી જાડી બુદ્ધિ છે. અને એવી બુદ્ધિ સાથે પારકા ધર્મવાળાઓનો મુકાબલો કરવા નીકળ્યા ! હાય અફસોસ ! જ્યારે મેં અ. ૫ શ્લો. ૪૪માં ખુલ્લું કહ્યું કે જે વધ વેદ પ્રમાણે થાય તેને હિન્સા સમજવી નહીં, તો શ્લો. ૫૧ના અર્થ આજ થવાના કે વેદ વિરૂદ્ધ જે વધ હોય તે વધના માંસમાં શામેલ થનારા આઠ જણ ઘાતક છે. વળી અ. ૫ શ્લો ૫૧ની સાથેજ શ્લો. ૫૨ છે તેથી પણ ઉપલી મતલબ ઉપર અજવાળું પડે છે. પણ તેઓ ધ્યાન નહીં આપે તેનો ઉપાય શો ? **કોરટ** ( ફરયાદીના વકીલને ) ટમારે ઉલટ ટપાસ કરવી છે ? **વકીલ** ના સાહેબ. આવા મહારાજ ઉપર મારે શંકા કરવી શી તાકાત ? મહારાજ જો દિન ને રાત કહે તો મારે ડોકી ઝુકાવી માન્ય કરવું યોગ્ય છે અને પોતાની આંખની કસૂર કાઢવી મુનાસબ છે.

સ્વામી દયાનંદ સરસ્વતીની સાક્ષી

મારૂં નામ દયાનંદ બાપનું નામ હું નહીં કહેતો **કોરટ** નહીં કહેવું પડશે. **દયાનંદ** હું નહીં કહીશ ગમે તે થાય **કોરટ** બાપનું નામ છૂપાવવાથી ટમને શો લાભ છે ? **દયાનંદ** હું તે પણ નહીં કહીશ. **કોરટ** ટમે કયાંના રહેવાસી છો? **દયાનંદ** તે પણ હું નહીં કહીશ. **કોરટ** વારૂ ટમારૂં નામ ડયાનંડ છે એ ટમારાં માબાપે રાખેલું છે ? **દયાનંદ** નહીં. મારા ગુરૂ પરમાનંદ સરસ્વતીએ મારૂં નામ દયાનંદ રાખ્યું છે. એથી પ-

હેલાં બીજા ગુરૂએ મારૂં નામ શુદ્ધ ચેતન રાખ્યું હતું. **કોરટ** ટમારાં મા બાપે જે નામ રાખ્યું હોય ટે કહો ? **દયાનંદ** હું તે નહીં કહીશ. **કોરટ** એડી શો લાભ ? **દયાનંદ** તે હું જાણું છું. કહીશ નહીં. **કોરટ** આ બાબતમાં ટમારો શો મટ છે ? **દયાનંદ** સત્યાર્થ પ્રકાશ પ્રથમ આવૃત્તિ સને ૧૮૭૫ માં છપાયલીના પૃષ્ટ ૪૫, ૧૪૮, ૧૪૯, ૧૭૧, ૩૦૨, ૩૦૩, ૩૯૯ વગેરે પૃષ્ટોમાં માંસથી હોમ કરવાનું યજ્ઞ માટે વધ કરવાનું ગૌમેધમાં બળદ મારવાનું મેં ખુલ્લું હખ્યું છે. વળી મારી સંસ્કાર વિધિ છપાયલું સંવત ૧૯૩૩ ના પૃષ્ટ ૧૧ માં મેં માંસ ખાવાની આજ્ઞા કરી છે તથા તેથી થતા લાભો દર્શાવ્યા છે. એટલે એ બાબતમાં હું મુસલમાનો સાથે મળતો છું

ફરીયાદીના વકીલની ઉલટ તપાસ.

**વકીલ** તમે સત્યાર્થની બીજી આવૃત્તિ છપાવી છે ? **દયાનંદ** હા. **વકીલ** તેમાં માંસ ખાવાની તથા હિંસા કરવાની નિન્દા કરી છે ? દયાનંદ હા. **વકીલ** તો પ્રથમ આવૃત્તિમાં છાપાવાળા તરફથી માંસ ખાવા તથા હિંસા વિષે ઘોંટાલો કરવામાં આવ્યો છે એ વાત ખરી છે ? **દયાનંદ** ખોટી છે. જો એવી રીતે હું કે કોઈ આર્યો કહીએ તો મૂર્ખ ઠરીએ. કારણ કે સત્યાર્થ પ્રકાશની પેહેલી આવૃત્તિ બનારસમાં સ્ટાર પ્રેસમાં છપાવેલી તેમાં મુનશી હરી બંશલાલ સાહેબનો અધીકાર હતો. તેવણ કદી એવું કામ કરે નહીં. તેમ કરવા દે પણ નહીં. વળી રાજા જયકૃષ્ણદાસ બહાદુર સી. એસ. આઈ.ની આજ્ઞાનુંસાર છપાયું છે, અને છપાયા પછી તે પુસ્તકને પેહેલે પાને તથા છેલ્લે પાને તેમની છાપ મારવામાં આવી છે. તો જો પ્રેસવાળાઓ તરફથી ધર્મ વિરૂદ્ધ ફેરફાર કરી છપાયલું હોત તો ફેલાવવામાં આવત નહીં. વળી એ કામ વિશ્વાસઘાતનું છે કે હું કંઈ લખીને આપુ પ્રેસવાળા ઉપર વિશ્વાસ રાખીને અને તે મારા લખાણને બદલીને છાપે તો સરકારી ગુનોહ લાગુ પડતે અને રાજા સાહેબ પ્રેસવાળાને પકડાવતે. વળી મારા માણસ પુરૂફ તપાસતા હતા એટલે તે તપાસેલા પ્રમાણે પ્રેસવાળાને છાપવું ફરજ છે. ફરી તે ફેરવી શકે નહીં. વળી તે પુસ્તક છપાયા પછી અમારે કબજે આવ્યું. અમે તેને વાચ્યું અમારા મળતા ભાઇઓએ વાંચ્યું તો જો તેમાં લખેલી હત્યા તથા યજ્ઞમાં માંસ વાંપરવાનું જે તેમાં છે તે અમારૂં લખેલું નહોત તથા ધર્મ વિરૂદ્ધ હોત તો અમે તે પુસ્તકનો ફેલાવો કરતે નહીં. પણ તેની હજાર નકલો પાંચ વર્ષમાં ખપી ગઈ ત્યાર પછી બીજી આવૃત્તિ છાપી **વકીલ** તમો કહો છો કે સંસ્કારવિધિ સંવત ૧૯૩૩માં છપાઈલીના પૃષ્ટ ૧૧ માં માંસ ખાવાનું મેં લખ્યું છે. લો આ સંસ્કાર વિધિ એમાં કઈ જગ્યા છે ? **દયાનંદ** આ તો બીજી આવૃત્તિની છપાયલી છે. એમાં એ વાત નથી. **વકીલ** એમાં કેમ નથી ? **દયાનંદ** સત્યાર્થની જેમ એમાં પણ મેં બીજી આવૃત્તિમાં ફેરફાર કર્યો છે. **વકીલ** લોકો કહે છે કે છાપખાનાવાળાએ એ વાત પોતાના તરફથી દાખલ કરી છે. **દયાનંદ** એ કદી બનવા જોગ નથી તેના કારણો ઉપર દર્શાવી આવ્યો છું. છાપતાં કોઈ અક્ષરની ભૂલ આવે તથા એક બે લીટી ગફલતથી રહી જાય એ બનવા યોગ્ય છે પણ પ્રેસવાળા તરફથી બે ચાર લીટી વધી જાય એ અસમ્ભવિત છે.

પ્રતિ વાદીના વકીલનો સુધારો. પ્રથમ આવૃત્તિ અને દ્વિતીય આવૃત્તિમાં માત્ર માંસ વિષયનોજ ફેરફાર તમે કર્યો છે ? **દયાનંદ** ઘણી બાબતો મેં ફેરવી કાઢી છે. તેમ માંસ વિષય પણ ફેરવ્યો છે. જો કોઈ માણસ પ્રથમ આવૃત્તિ તથા દ્વિતીય આવૃત્તિના સત્યાર્થને જુએ તો તે કદી કહેશે નહિં કે આ બંને એકજ પુસ્તક છે.+ **વકીલ** એવો ફેરફાર કરવાનું કારણ ? **દયાનંદ** જેવો દેશ તેવો વેશ

+ એ વિષે " આર્યા સમાજકી પોલ " છઠ્ઠું ભાગ ૩ જામાં આર્યસમાજ તરફથી બ્રહ્મા દેશમાં ઉપદેશ કર્તા પંડિત જગદીમાં પ્રશાદ વરમાં તે નવા મુસલમાન અબદુલ અજીઝે ઘણું ઉમદા લખાણ કર્યું છે. પણ અફસોસ કે છપાયું નહીં. ગ્રા. મો.

પ્રથમ આવૃતિ વખત મારા ગોહ્યા તથા મારા માનનારા જુદા હતા અને દ્વિતીય વખત કેટલાક શેઠ શાહુકારો બીજા જુદા હતા એટલે તેમ કરવુંજ જોઇએ **વકીલ** તો હિંસા વિષે હવે આપનો શો મત છે? **દયનંદ** જેવો પ્રથમ હતો તેવોજ છે. અને તે મત ખુલ્લો નહીં પણ ઇશારાથી દ્વિતીય આવૃતિમાં જણાવ્યો પણ છે. અને તેને મોલવી ગુલામ મોહમ્મદ સમજી પણ ગયા છે. અને તેથી મને "સત્યાર્થ પ્રકાશનું ખંડન" માં કેટલીક વાતો સાભળવી પડી છે. તેમ આર્યાસમાજની એ પાર્ટીમાંની માંસ પાર્ટી પણ મારી મતલબને સમજી ગઈ છે જેથી તેઓ માંસ ખાય છે એટલુંજ નહીં પણ માંસ ખાવા વિષે ઉપદેશ કરે છે અને એ વિષયમાં ચોપડીઓ બહાર પાડે છે, હવે તે ઇશારા આ છે.

જે કામ કરવું ગુનોહ તે કામ કરાવવું પણ ગુનોહ છે એ ખુલ્લું છે. તો સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૫૫ માં માંસ ખવરાવવાનું લખી માંસાહારનો મેં ઈશારો કર્યો છે. વળી સત્યાર્થ પૃષ્ટ ૪૩૦ માં મેં જૈનોને કહ્યું છે "પીડા દીધા વિના કોઈ જીવનો કિંચિત પણ નિર્વાહ થઇ શકતો નથી" વળી સત્યાર્થ પૃષ્ટ ૨૪૦, ૨૪૩ માં મેં લખ્યું છે. કે ઝાડ પાનમાં માણસોનોજ જીવ અવતારથી ગયો છે. તો જ્યારે પીડા આપવી અગત્યની ઠરી ઇશ્વરે વગર પીડા આપે અમારો ગુજરો રાખ્યો નથી અને ઝાડ પાન ખાઈ રહ્યા છીએ તો એ ઇશારાથી માસ ખાવું સિદ્ધ થાય છે. વળી સત્ય. પૃષ્ટ ૬૩૪ માં મેં પાણીમાં કીડા માન્યા કર્યા છે. અને માઇક્રોસ કોપ (સૂક્ષ્મદર્શક યંત્ર) તથા બાઇસિકોપથી જણાય છે કે તે કીડાને હાથ પગ વગેરે પાંચ ઇંદ્રિઓ પણ છે. અને એ પ્રાણીઓને મારવું તો અગત્યનું છે, તે વગર છુટકો નથી અને એવાં ઉત્પન્ન કરવાપાં ઇશ્વરની કૃપામાં ફેર પડતો નથી, તો બીજા પશુઓને મારવાનો હુકમ આપવામાં તેની કૃપામાં ફેર પડે નહીં. વળી પ્રથમની આવૃતિની વેળા જે મનુ સ્મૃતિ છપાયલી હતી તેજ હાલમાં પણ અનેક ભાષામાં છે. અને તેના અધ્યાય પાંચમામાં માંસ ભક્ષણ પશુ હત્યા ઘણા લંબાણથી લખેલાં છે. છતાં મેં તે સ્મૃતિને બીજી આવૃતિમાં પણ આધાર લેવા લાયક ગણી છે એટલુંજ નહીં પણ ઘણા શ્લોકો તે સ્મૃતિના મેં વાપર્યા છે. આથી પણ મેં ઇશારો કર્યો છે કે તેમાં જે માંસ ખાવાનું છે તે કાયદાસર છે, નહીં તો હું તે સ્મૃતિને વાપરતેજ નહીં. એટલુંજ નહીં પણ જેમ બીજા પુસ્તકોની નિન્દા કરી તેમ તેની પણ હું કરતે. વળી પ્રથમ આવૃતિના પૃષ્ટ ૩૦૨માં લખ્યું છે કે જો કોઈ પણ માંસ નહીં ખાય તો પશુ પક્ષીઓ વગેરે એટલાં વધે કે જેટલાં છે તેથી હજાર ગણા થાય. ફરી ઇનસાનોને મારવા લાગે અને ખેતરમાં અનાજ થાય નહીં" * એટલે હત્યા કરવામાં બીજા લાભની સાથે હાનિકારક પશુને દૂરકરવાનો લાભ પણ છે. એજ વાતને બીજી આવૃતિ (પૃષ્ટ ૨૫૫) માં હાનિકારક પશુને મેં મારવાનું લખ્યું છે. વળી સુવાવડીને ખાવા માટે સસફતના પુસ્તકનો બીજી આવૃતીમાં હવાલો કર્યો છે, તે પુસ્તકમાં માંસ ખાવાનું છે. તેથી પણ ઇશારો કર્યો છે. **વકીલ** ગાય ઉત્તમ કે માણસ ઉત્તમ? **દયાનંદ** માણસ ઉતમ. એજ માટે તે અમારે તાબેદાર છે અને તેથીજ એનુ દૂધ ઘી માણસ લે છે એના બચ્ચાં બળદને ખેતીમાં ગાડામાં વાપરે છે. તેથીજ મેં માણસને માટે એને મારવાનું લખ્યું છે **વકીલ** તો ગાયની ખાતર માણસનો વધ કરવા નીકળે તે કેવા? **દયનંદ** અણસમજ અને અજાની છે. **વકીલ** તમે પોતે ઋગવેદ ભાષ્ય પૃષ્ટ ૨૧૪૯, ૨૧૫૧ માં ઋગ મં૦ ૧ સૂ૦ ૧૨૧ મં૦ ૯, ૧૦ માં તથા તેના ભાવર્થમાં ગાય મારનારને મારવાનુ લખ્યું છે તે શા માટે

* આથી તમો સમજી શકશો કે ગાય પાલવું જેમ લાભકારક છે તેમ તેને મારવું પણ લાભકારક છે એટલુજ નહી પણ દુધ ઘી અને મુત્રની ખાતર પાલવા કરતાં અનાજને માટે મારવુ ઘણું અગત્યનુ છે. ગુ. મો.

લખ્યું ? **દયાનંદ** સવરાજયના લોભમાં મારેથી આ લખાઈ ગયું છે અને મને કંઈ ભાન રહ્યું નહીં. **વકીલ** તમે સત્યાર્થમાં નિયોગ. **કોરટ** નિયોગની વાટ પૂછી ટમે કેસ ઘણો લાંબો કર્યો છે માટે હવે પૂછવાનો હુકમ નહી. આ ઉપરથી વકીલે કેસ બંધ કીધો. વકીલોની તકરારનો વખત નિમાયો. પણ સુરતના કેટલાક વકીલોની ટેવ પ્રમાણે વાદીનો વકીલ હાજર થયો નહી. અને પ્રતિવાદીના વકીલ એમ કહીને રૂા. ૧૦૦ માંગવા લાગ્યો કે મારે એક ખુનીના કેસમાં જવું છે માટે હું મારા સો રૂપીઆ ખોટા કરી આવું નહીં. આથી બંને પક્ષ આવા ઠરાવ ઉપર આવ્યા કે કોરટ જે કરે તે ખરૂં તકરાર કરતા નથી.

ન્યાયાધીશનો ચુકાદો.

દયારામ ઘેલાભાઇએ આ કોરટમાં એવી મતલબની ફરયાદ કરી કે પ્રતિવાદી અબદુલ્લાહ રહીમભાઈ પશુ હત્યા કરે છે તથા ભાષણમાં હિન્દુઓના શાસ્ત્રોનું નામ લઈ હિન્દુઓને પશુ હત્યા કરવાનું તથા માંસાહાર કરવાનું કહે છે જેથી અમારૂં દિલ દુઃખે છે. તે ઉપર લંબાણથી તપાસ કરતાં ખુદ વાદીની જબાનીથી તથા તેના સઘળા સાક્ષીઓની જબાનીથી જણાયું કે પશુ હત્યા હિન્દુઓના શાસ્ત્રમાં છે. અને તે સાક્ષી ના. ૧લો તથા ૪થો વધુ એમ પણ જણાવે છે કે કુરઆનમાં પણ ગૌહત્યા માંસાહાર છે. આ ઉપરથી નિશ્ચય થાય છે કે પ્રતિવાદીએ કંઈ ગુનોહ કર્યો નથી. વળી પ્રતિવાદીએ વગર જરૂરના બે સાક્ષીએ રજુ કર્યા જેઓ બંને ઘણા મોટા ધર્મગુરૂ છે. તેઓ પણ પોતાની ઝબાનીમાં ખુલ્લું કહે છે કે હિન્દુ ધર્મમાં માંસ ખાવાનું છે. તથા બચાવના બીજા સાક્ષીના પુસ્તક સત્યાર્થ પ્રકાશથી સિદ્ધ થાય છે કે મુસલમાની ધર્મમાં પણ માંસ ખાવાનું છે. સુધારામાં સાક્ષીએ જણાવે છે કે હિન્દુ ધર્મમાં માંસ ખાવાનું છે પણ હમે માનતા નથી. એથી પ્રતિવાદીને જરાએ નુકસાન નથી કારણ કે તેઓ નહીં માને એ તેઓની ખુશી પણ તેથી પ્રતિવાદીએ તમારા શાસ્ત્ર વિરૂદ્ધ શું કર્યું ? તેણે તો પોતાના કુરઆન તથા તમારા શાસ્ત્રો પ્રમાણે ભાષણ કીધું. અને જ્યારે એ સાક્ષીએ પોતાના ધર્મના પુસ્તકોને નહીં માને તો ફરી તેઓ હિન્દુ ક્યાં રહ્યા. આ સઘળી વાતોને ધ્યાનમાં લઈ હું પ્રતિવાદીને ઘણા માન સાથે છોડી દઉં છું. આવા મોટા પ્રતિવાદી વિદ્વાનને નકામા તકલીફ આપી તેના બદલામાં રૂ૦ ૧૦૦ અંકે સો નુકસાનીના વાદી પાસેથી પ્રતિવાદીને અપાવું છું.

ચાલુ કેસમાં નિયોગ વિષે જે અજવાળું પડ્યું તે વિષે ખાસ વિવેચન કરવા આ જજમેંટમાં હું અગત્યનું જાણું છું. તે એ કે યુરૂપના કેટલાક વિદ્વાનોનો મત છે કે માણસની ઉનંતી ધીમે ધીમે થઈ છે. હજારો વર્ષના સુધારાથી હાલનું માણસ સુધરીને થયું છે. શરૂ પેદાએશમાં તે જાનવર સરખાં હતાં. ફરી ધીમે ધીમે સુધરતાં ગયાં. ધીમે ધીમે સુધારનાર નીકળ્યા * એટલુંજ નહીં. પણ ડારવીન જેવાઓનો તો મતજ આ છે કે માણસની ઉત્પતી ઉંચ જંતુઓમાંથી થતી પશુઓમાંથી થઈ છે. તો થઈ શકે છે કે મનુજીના પહેલાં ઢોરોની જેમ એક બીજાની મા બહેન વાપરતા હોય અને જેમ પશુમાં એ રિવાજ છે તેવો રીવાજ રહ્યો હોય. ફરી મનુના વખતમાં સુધારો થઈ વંશ નષ્ટ થવાને વખતે જરૂરતને માટે એક બાળકની ઉત્પત્તી માટે એ નિયોગ રહ્યો (મનુ ૯; ૬૦) જેમકે સાક્ષી ના. ૧ની જબાનીથી જણાય છે. અને એટલાને પણ હેવાનીયતનું કામ તથા સાધુઓ આગળ નિન્દાયુક્ત ગણાતું (મનુ ૯; ૬૬, ૬૮) જેમકે સાક્ષી ના. ૪ની જબાનીથી જણાય છે. અને ફરી તે નિયોગ તદ્દન મટી

* આ વાત ખ્રીસ્તી, યાહુદી, તથા ઈસ્લામી ધર્મ વિરૂધ્ધ છે. આ ત્રણે ધર્મ માને છે કે પ્રથમ માણુસ આદમ છે અને તે પૈગમ્બર હતા એટલે સુધારનાર માર્ગ બતાવનાર શરૂથીજ છે અને શરીઅત પણ શરૂથીજ છે. ગુ. મો.

ગયો હતો. આ કેસ સિવાય મેં કદી નિયોગનું નામ પણ સાંભળેલું નહોતું, તે દિયાનંદજીના ખાસ ઉપદેશથી શરૂ થયો છે. હવે જો એનો પ્રચાર વધ્યો તો યુરોપનો સુધરેલો દેશ હાલ વ્યભિચારને લીધે બગડેલો ગણાય છે, તેમાં ફ્રેંચ દેશ એવો દુરદશામાં આવી પડ્યો છે કે લોકો પરણવાને પસંદ કરતા નથી અને બહાર ફરવું સામાન્ય થઈ ગયું છે. તે પ્રમાણે હિન્દુસ્તાનમાં બગાડો વધશે એવી ધાસ્તી છે. એટલુંજ નહીં પણ તેથી વધારે બગાડો ફેલાશે. કારણ કે યુરૂપમાં તો વિવાહ કર્યા પછી એક તરેહના બંધનમાં રહેવું પડે છે. પણ આ નિયોગ તો પરણેલાઓને વધારે સપડાવે છે, માટે એને અટકાવવાની ઘણીજ જરૂર છે, હું એ નિયોગને વ્યભિચાર માનું છું. પણ મારે અફસોસ સાથે કહેવું પડે છે કે ઇંગ્રેજ સરકારના કાયદા બાંધનારી સભામાં એ મોટા ધર્માધ્યક્ષો હતા છતાં તેઓએ એવા વ્યભિચાર માટે કોઈ શિક્ષા કે ગુનોહ ગણ્યો નથી, જેથી દરેક જગ્યા વેશ્યાઓના વધારો થતો જાય છે. એ કારણથી હું નિયોગ કરનારને પીનલકોડ પ્રમાણે ગુનેહગાર ઠેરવી શકતો નથી, અગરજો મારૂં અંતઃકરણ તેને ગુનાહનું કામ જાણે છે. પણ હિન્દુઓના આગેવાનોને ભલામણ કરૂં છું કે તેઓ પોતપોતાની ન્નતીમાં બંદોબસ્ત કરી એ ભૂંડા કામનો પ્રચાર અટકાવે. અને એ વિષે હું વડી સરકાર ઉપર લખાણ કરીશ. તા૦ ૧૭મી જુન સને ૧૯૦૯.

એસ. પી. જેકબ (યાકુબ)

આ કેસ વિષે મારા વાંચક વરગ આગળ ઘણી નમ્રતા પૂર્વક મારી અરજ છે કે હું કંઇ વકીલ કે બારીસ્ટર નથી, જેથી કેસ ચલાવવાની રૂઢીમાં કંઈ ચુક થઈ હોય તો તે વિષે ક્ષમા ચાહું છું, મારી મતલબ એથી એક ખાસ હકીકત જાહેર કરવી છે અને તે જાહેર કરવામાં હું ફતેહમંદ થયો છું. ખોદા ચાહશે તો એવા અનેક કેસ લખીશ.

આ કેસ લખવાથી એટલુંજ નહીં પણ આખી ચોપડી લખવાથી મુસલમાનોની, હિન્દુઓની અને સરકારની ખૈરખાહી છે. મુસલમાનોની ખૈરખાહી તો આ કે તમામ હિન્દુઓની સામે મુસલમાનોને આ એક હથિયારરૂપી છે. હિન્દુઓની ખૈરખાહી આ કે જ્યારે તેઓ આ વાંચશે તો ખરો માર્ગ શું છે તે તેઓને જણાશે ફરી ગઉહત્યા વિષે મુસલમાનો સાથે લડીને તેઓનો વધ કરીને રમખાણ મચાવે છે ફરી હજારો રૂપીયાનો ભોગ કરી ખુવાર થાય છે તથા કેટલાક શીક્ષા પામે છે તેથી અટકશે. કારણ કે આર્યો સમાજનું નિયમ ના. ૪ પ્રમાણે આ સત્યને માનવુંજ જોઇએ. અને જ્યારે તેઓ અટકશે તો સરકારને સુલહ જાલવવા જે શ્રમ લેવો પડે છે તેથી નચિન્ત થશે.

આ ચોપડીની હજાર નકલ છપાઇ મફત વેહેંચાશે. પણ એની હજારો નકલ અનેક આવૃતિમાં પ્રગટ થવી જોઇએ. ખોદા કરે કે આ ચોપડી કારગર થાય. અને જેવી રીતે " સત્યાર્થ પ્રકાશના ખંડન " થી આર્યાઓનું પોકલપણું સિદ્ધ થયું તેમ આ ચોપડીથી પણ થાય. મજકુર ખંડન આર્યાઓની મંડળીઓમાં પોહોંચાડયું છે. તેમ તેના મજમુનો છાપામાં પણ છાપ્યાં છે પણ હજુ કોઈ આર્યો તેનો જવાબ આપવા નીકળ્યો નથી.

આ ચોપડીના છપાઇની સન ૧૩૨૭ હિજરીની સાથે ગમ્મત માટે આર્યા સને પણ લખું છું. દયાનંદજીના પોતાના લખેલા હિસાબ પ્રમાણે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા ઉર્દુ તથા હિન્દી પ્રમાણે તથા સત્યાર્થ પ્રકાશ પ્રમાણે આ ચોપડીની સન (સંવત) ૧૯૬૦૮૫૩૦૦૮ છે. પણ ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા ગુજરાતી આર્યોદય પ્રેસમાં છપાયલા પ્રમાણે ૧૯૭૨૯૪૯૦૧૦ છે. હવે ગુરૂ ચેલામાં એક કરોડ તથા લાખોનો ફેર કેમ પડયો તે કોઈ આર્યો બતાવનાર છે ?

# સમાપ્ત.

આ ચોપડી "જવાબે ગૌ રક્ષા" સને ૧૩૦૬ હિજરી મુતાબેક ૧૮૮૯ ઈસ્વીમાં જનાબ હાજી યુસોફ સાલેહ શરીફ સાહેબે રચી છપાવી પોષ્ટ મારફતે રજીસ્ટર કરી શ્રીમાન સ્વામી સાહેબને પોહોંચાડી હતી. તે પછી આજ સુધી કોઇએ પણ એ ચોપડીનો જવાબ આપ્યો નથી.

## ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

સર્વે તારીફ અલ્લાહને વાસ્તે જે સાહેબે અમારા દિલોમાં ઇસલામના નૂરની રોશની આપી દરેક ખોટા ખરાને ઓળખવાની શકિત આપી છે. અને દરૂદ અને સલામ થાય તેનાં પેગમ્બર મોહમ્મદ અને તેવણની આ.લ અને અસહાબ સર્વે પર.

સાહેબો, રાંદેરની મહફીલે ઇસલામ પ્રજાની ખેરખાહી ચાહી સર્વે અકલમંદ દાના ગ્રહસ્થોને વિચારવા માટે, ગૌપુકાર નામની ચોપડીના અને અલહાબાદવાળી ગઉરક્ષા મંડળીના સેક્રેટરી શ્રીમાન સ્વામી સાહેબે મુંબઇમાં આવી ગઉરક્ષા વિષે જે ભાષણો આપેલાં જે તા૦ ૨૪, ૨૭, ૨૮ જુન અને તા૦ ૧, ૯ જુલાઈ ૧૮૮૯માં મુંબઈસમાચાર છાપામાં પ્રગટ થયલાં છે, તેના જવાબમાં આ ચોપડી છપાવી પ્રગટ કરે છે કે, આજ કેટલીક મુદ્દત થઈ હિન્દુઓ ધર્મની બાબતમાં ગઉવધનો અટકાવ કરવામાં નહીં ફાવ્યાથી અંદરખાને પોતાના ધર્મની લાગણી રાખી જાહેરમાં ગઉવધ થવાથી પ્રજાની મોટી નુકશાની, અને ગઉરક્ષા કરવાથી ઘણો ફાયદો થવાના હીસાબો ગામો ગામ મંડળીઓ ઉભી કરી, ચોપાન્યા છપાવી, ભાષણો કરી અને બીજાના ધર્મના નામથી ખોટા દાખલા કહી લોકોને ધોકામાં નાંખી, હિન્દુ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી, સર્વેને એકમત કરી સરકારથી ગઉવધનો અટકાવ કરાવી પોતાની મતલબ પૂરી કરવા માંગે છે. જેમકે વાઘરી ફાંદામાં દાણા બતાવી જનાવરો ફસાવે છે. અને જો એ ફાંદો નહીં હોય તો, ફરી સર્વ કોમને એકમત કરવાની શી જરૂર છે? કેમકે ગઉરક્ષા કરવા માટે કાંઇ સરકારનો અટકાવ નથી, ત્યારે હિન્દુસ્તાનમાં હિન્દુઓની વસ્તી કુલ વીસ કરોડની છે. તેઓને જોઇએ કે, દરએક ઘર દીઠ એક બે ગાયો પાળવું શરૂ કરે જેથી આઠ દશ કરોડ ગાયો પળી જશે. અને તેનું દૂધ, ઘી, અને ગાય બળદીઆ દર વરસે થયાં કરશે, તેથી તેવણના બતાવ્યા પ્રમાણે તેઓને ઘણો ફાયદો થશે, અને કદી તેની ખોટ પડશે નહીં. અને કાપવા માટે જ્યારે તેઓ વેચશે ત્યારેજ કપાશે, અને જેને જોઇશે તે પાળી કાપી લેશે. અને જો સરકાર પાસે ગઉચરણ મુકાવવા માંગતા હોય તો તેમાં મુસલમાનો રાજી થવાને ના પાડશે નહીં. બાકી તો સઘળા ભૂલાવવાના ફાંદા છે. અને તેમાં ફાયદો થવાના બદલામાં ઉલટો હિન્દુસ્તાનની પ્રજાપર અને ઢોરોપર એક મોટી આફત આવવાના હીસાબો છે. તે અમે નીચે ટાંકી બતાવીએ છીએ અને તે ભાષણો કરનારા અને ચોપાનીઆ બનાવનારાઓએ જે બીજા ધર્મના દાખલા કહી બતાવ્યા છે તે તેવણને બીજા ધર્મના દાખલા સમજવાનું કેટલું જ્ઞાન છે, તે પણ લખી જણાવીએ છીએ.

હવે જુઓ સુરતની "આર્યા ધર્મ પુસ્તક પ્રસારક મંડળી" એ એક ચોપડી "ગૌપુકાર" નામની છપાવી પ્રગટ કરી છે. અને તેમાં એક ગાય મરી જવાથી તેની પાંચ પેઢીના હીસાબે દરએક છો વેતર વિયાય તો ૧૫૫૫ ગાયો નુકસાન

થવાનું લખેલું છે. જે સામેના કોઠા પ્રમાણે છે. અને તેના બાર વરસના દૂધના રૂા૦ ૨૦૯૯૨૫૦ ની નુકસાની બતાવી છે. એ તદ્દન ધોકો ભુલાવો આપવો છે. અને જો બળદીઆ જન્મે તે પણ ૧૫૫૫ લખેલા છે

| પેઢી | ગાયની સં૦ |
|---|---|
| ૧ | ૧ |
| ૨ | ૬ |
| ૩ | ૩૬ |
| ૪ | ૨૧૬ |
| ૫ | ૧૨૯૬ |
| ટોટલ | ૧૫૫૫ |

અને તેની દસ વરસની ખેતી ખેડેલા અનાજના રૂા. ૧૮૬૬૦૦૦૦ની નુકસાની બતાવી છે. પણ દુનીયામાં એવો ધારો નથી કે, એક ગાય તેની પાંચ પેઢીના બચ્ચાં સૂધી સઘળી ગાયોજ જન્મે કે તે ૧૫૫૫ થાય. અને જે બળદીઆ ૧૫૫૫ થવાનું લખ્યું છે એ તો થઇ શકતુંજ નથી. કેમકે જો પહેલીજ ગાય ૭ બળદીઆ જન્મે તો ફરી તે સાત પણ થઈ શકતા નથી. પણ દુનીઆના ધારા પ્રમાણે અડધા બળદીઆ અને અડધી ગાયો જન્મે, તો એક ગાયની પાંચ પેઢી સુધી ૧૨૧ ગાય અને ૧૨૦ બળદીઆ થાય છે, જે જુમલે ઢોરો ૨૪૧ થયાં, જેનો કોઠો સામે પ્રમાણે છે. અને એની મુદત ઓછામાં ઓછી ૩૬ વર્ષની થાય છે. પણ તે ચોપડીમાં એક પણ મરણ બતાવેલું નથી અને, તેનો એક પૈ ખરચ પણ બતાવેલો નથી. એવાજ સર્વ પોકળ હીસાબો લોકોને

| પેઢી | મા. | નર |
|---|---|---|
| ૧ | ૧ | ૦ |
| ૨ | ૩ | ૩ |
| ૩ | ૯ | ૯ |
| ૪ | ૨૭ | ૨૭ |
| ૫ | ૮૧ | ૮૧ |
| ટો | ૧૨૧ | ૧૨૦ |

કહી સંભળાવે છે. પણ ઘણીજ અફસોસની વાત એ છે કે, સર્વ કોમના મોટા મોટા નામીચા વિદ્વાન ગૃહસ્થો એવી સભાઓમાં એવા હીસાબો સાંભળી ખુશ થઇ કબુલ કરી લે છે!

હવે ઉપલી ગાય એકની ઓલાદ ૧૫૫૫ને અમે રદ કરી ૨૪૧ ઢોરો સાબેત કરી આપ્યાં છે. પણ તેના નફા નુકશાનનો હીસાબ અમે એટલા માટે નહીં કરી બતાવ્યો કે, તેમાં તેનાં મરણ બાદ કરેલાં નથી. પરંતુ શ્રીમાન સ્વામી સાહેબ જે "અલાહાબાદ" ની, ગઉરક્ષા મંડળીના સેક્રેટરી અને જે ૧૬૪ ગઉશાળાના ઉપરી જેમાં ૧૪૦૦૦ ગાયો પળે છે + અને જે ગામોગામ ફરી એ વિષે ભાષણો કરે છે, તેવણે પણ ઢોરોનો હીસાબ આપેલો છે. તેમાંથી ઢોરોનો જન્મ અને મરણ બાદ કરતાં, તેની પાંચ પેઢી સૂધી કેટલાં ઢોરો થાય છે, અને તેનો ખરચ શું થાય છે, અને તેથી હિન્દુસ્તાનપર શી આફત આવે છે, તેનો હીસાબ અમે નીચે લખી જણાવીએ છીએ. જે ઉપરથી ઉપલો હીસાબ પણ સમજી લેવો. જુઓ એવણ તેમાં હિન્દુસ્તાનના કુલ જુદાજુદા ભાગોના ઢોરોની સંખ્યાના થોડા આંકડા કહી ૩૭૯૫૦૯૬૪ બતાવે છે. જેમાં સીન્ધ ઈલાકાનાં ઢોરો અને મુંબઇ ઈલાકાની ભેંસો પણ જણાવેલી નથી. અને તે ઢોરોમાંથી ગાય તથા ભેંસો બાદ કરી ખેતીને લાયકના બળદીઆ, અને પાડા એક કરોડ એંસી લાખ બતાવ્યા છે. અને એ બતાવી તેવણ કહે છે કે જો, ગઉવધ થતો નહીં અટકાવશો તો આજથી ૬૦–૭૦ વર્ષમાં આખા હિન્દુસ્તાનના લોકો દરિદ્રી અને કંગાલ થઈ જશે. પણ અમે કહીએ છીએ કે, આજથી ગઉવધ થતો બંધ થાય તો આજથી ૩૬ વરસમાં હિન્દુસ્તાન અબજો રૂપીઆ નુકશાન કરી લોકો દૂધ ઘીના મોહોતાજ થઈ ઢોરો ચારા વગરના મરી જાય, અને તે વખત કોઇ પાળીજ શકેજ નહીં.

હવે જુઓ, શ્રીમાન સાહેબના બતાવ્યા પ્રમાણે જ્યારે એક કરોડ એંસી લાખ ખેતીના કામના બળદીઆ અને પાડા છે, ત્યારે તેમજ વિયાવાને અને દૂધ આપવાને લાયકની ગાયો અને ભેંસો પણ એક કરોડ એંસી લાખ હોવી જોઇએ. અને એ ગાયો અને ભેંસોને શ્રીમાન સ્વામી સાહેબના

+ વળી ઉપલા હિસાબનું ભોપાળું આથી પણ સિદ્ધ થાય છે કે શ્રીમાન સ્વામી જે ગૌશાળાઓના ઉપરી છે અને જેમાં ૧૪૦૦૦ ગાયો છે અને તેમાં ઘણી ખરી જુવાન ગાયો છે તેને ૩૬ વર્ષ થવા આવ્યાં છતાં બતાવેલી ગણતરી પ્રમાણે તેમાં ગાયો વધી નથી. ગુ. મો.

કહેવા પ્રમાણે દશ બચ્ચાં થાય છે. પણ અમે કહીએ છીએ કે, જો સરાસરી ૭ બચ્ચાં અડધા નર અને અડધી માદા વિયાય ને તે મરણ પામે તો તેની પાંચ પેઢીમાં કુલ ૨૯૧૬૦૦૦૦૦૦ એ અબજ એકાણું કરોડ, ને સાઠ લાખ ઢોરો થાય છે. અને એની મુદત ૩૬ વરસની થાય છે, જેનો કોઠો સામે પ્રમાણે છે. અને એ પુરાંત ગાયો, અને ભેંસો અને તેની પાંચ પેઢી સુધી તેના ૭ ૭ વેતરમાંથી પેહેલી તરફ માદા અને બીજી તરફ નર બતાવ્યાં છે અને દર એકના મરણ બાદ કરી નીચલી રકમોનો સરવાળો પુરાંત ઢોરો સમજવા, અને બાકી મરણના કુલ એક અબજ, ચુમ્માળીશ કરોડ થાય છે. પણ એટલા ઢોરો ૩૬ વરસની મુદતમાં મરણ પામતાં નથી. કેમકે શ્રીમના સાહેબ દર વરસે ભુખમરાથી અને બીમારીઓથી પચાશ લાખ મરણ પામવાનુ કહે છે ત્યારે ઉપલી મુદતમાં કુલ અઢાર કરોડ ઢોરો મરણ પામવા જોઇએ.

| પેઢી | માદાની સંખ્યા | પેઢી | નરની સંખ્ય |
|---|---|---|---|
| ૧ | ૧૮૦૦૦૦૦૦ | ૧ | ૧૮૦૦૦૦૦૦ |
| ૨ | ૫૪૦૦૦૦૦૦ | ૨ | ૫૪૦૦૦૦૦૦ |
| ૩ | ૧૬૨૦૦૦૦૦૦ | ૩ | ૧૬૨૦૦૦૦૦૦ |
| ૪ | ૪૮૬૦૦૦૦૦૦ | ૪ | ૪૮૬૦૦૦૦૦૦ |
| ૫ | ૧૪૫૮૦૦૦૦૦૦ | ૫ | ૧૪૫૮૦૦૦૦૦૦ |
| પુરાંત ગાય ભેંસો | ૧૪૫૮૦૦૦૦૦૦ | | ઉપલી ચાર ચાર રકમોને નવ નવ વરસે મરણના રાખ્યાં છે |
| પુરાંત બળદ પાડા | ૧૪૫૮૦૦૦૦૦૦ | | |
| ટોટલ. | ૨૯૧૬૦૦૦૦૦૦ | | |

હવે હાલની ત્રણ કરોડ સાઠ લાખની પુરાંત કરતાં, આવતાં ૩૬ વરસમાં ૭૬ ગણા ઢોરો વધારે થાય છે. ત્યારે એમાં એક મોટો વિચાર લેવો જોઇએ કે, હાલનાજ ઢોરોમાં ચારાનો ભુખમરો થઈ દરએક ઢોર દીઠ મહીને રૂ. ૪ નો ખરચ થવાનો શ્રીમન સાહેબ કબુલ કરે છે, તો જ્યારે એના ૭૬ ગણાં ઢોરો વધે ત્યારે ૭૬ ગણો ઢોરનો ભુખમરો અને ચારાનો ભાવ પણ થવો જોઇએ? ત્યારે એક ઢોરને દર મહિને રૂ. ૩૦૪) નો ચારો થતાં હાલનાજ ઢોરો જેટલાનું પોષણ થાય. અને શ્રીમાન સાહેબ એક ગાયનું રોજનું ૬ શેર દુધ આપવાનું કહે છે, ત્યારે તે ચાર આનાની કીંમતનું થયું અને માસ ૧)ના રૂ. ૭॥ થયા, તો ફરી કોઈ ઢોરને પાળીજ શકે નહીં. અને દુધ, ઘી, પણ કોઇને મળી શકે નહીં અને તે સઘળાં ઢોરો ભુખમરાથી મરી જવાં જોઇએ. કેમકે હિન્દુસ્તાનની જમીન જેછે તેથી કાંઈ મોટી થઈ શકતી નથી, અને વરસાદ પણ જે પડે છે તેમાં કોઈ વધારો કરી શકતુ નથી, ત્યારે એજ ચારામાં તે સર્વ ઢોરોનું પોષણ થવું જોઇએ. ત્યારે સ્વામી સાહેબના કહેવા પ્રમાણે હાલની ૨૫ કરોડની વસ્તીમાં માણસ દીઠ ૧૨ ઢોરો થાય, અને ખેડાતી અગીઆર કરોડ એંસી લાખ એકર જમીનના એકર દીઠ ૬ જોડી બળદ પાડા થાય જેને સર્વે ખેતી પણ ખવાડી દેવી પડે. અને જો તેઓને માટે સરકારથી ચરણની જગ્યાઓ મુકાવો તો ફરી તેમાં માણસોને માટે થતો અનાજ અથવા બીજી ચીજોની ખોટ પડી જશે, જેથી લોકો મોટા દુકાળમાં સપડાઈ પડશે. જેમકે હાલમાંજ દર વરસે કોઈ કોઈ ઇલાકામાં દુકાળ જારી રહેલો છે. અને હાલનાં કપાતાં ઢોરોની કીંમત શ્રીમાન સાહેબ રૂ. ૫) ની ગણે છે, તો જ્યારે લોકોને પાળવાની શકતી હોય તો કદી એ કીંમતમાં વેચાય નહીં, પણ તેમાં ઘણાં ઉનરેલાંજ ઢોરો કપાવાં જોઇએ.

હવે એમાં બીજી મોટી નુકશાની એ છે કે, ઉપલા કોઠાનાં ઢોરોમાંથી દરએક પેઢીના ઢોરની ઉમ્મર નવ નવ વરસની રાખી મરણમાં દાખલ કીધાં છે અને તે સર્વની સંખ્યા એક અબજ ચુમ્માલીશ કરોડની છે. પણ શ્રીમાન સાહેબના કહેવા પ્રમાણે ગાયની ઉમર ૩૦ વરસની થાય છે. અને તેમાંથી પણ અમો દસ, દસ વરસ બાદ કરીને જો દસજ વરસ તે ઢોરો વગર દુધ વેતરના અને ખેતીથી નકામા રહે, અને મરે ત્યારે તેને ગાડી દીએ, તો તેમાં પ્રજાની કેટલી નુકશાની થાય છે, તે અમે બતાવીએ છીએ. જુઓ કે શ્રીમાન સાહેબના કહેવા પ્રમાણે હિન્દુસ્તાનમાં દરરોજ ૯૦૦૦ને હીસાબ

બે વરસ ૧) માં ૩૨૮૫૦૦૦ ઢોરો કપાય છે, તેને હીસાબે ૪૩૮ ચારસો આડત્રીસ વરસની માણુસની ખોરાકી બાતેલ થાય છે. અને તે સર્વે ઢોરોના ચામડા જો દરએકની કીંમત રૂ. ૩) ની ગણીએ તો રૂ. ચાર અબજ, બત્રીસ કરોડની નુકશાની થાય છે, અને જો તે એક ઢોરને નકામાના કારણથી રોજનો આના એકનો ચારો ખવરાવે તો, તે સર્વે ઢોરોનો વરસ ૧૦નો ખરચ રૂ.૩૨૮૫૦૦૦૦૦૦૦૦ ત્રણ નીખર્વ, બે ખર્વ, આઠ અબજ, પચાસ કરોડની નુકશાની થાય છે. અને માંસની ખોટ પડવાના કારણથી હાલ જે બકરાં ઘેટાંનું માંસ બે આને શેર વેચાય છે તે આઠ આને પણ મળવું મુશકેલ પડશે. ત્યારે કોઈ ગરીબ ખરીદ કરી શકેજ નહીં. જેથી ખુદા પાસે પનાહ માગીએ છીએ કે, કોઈ દુશમનના ઉપર પણ એવા દહાડા લાવે નહીં. એવીજ તરેહથી હિન્દુસ્તાનના લોકો આગલો પાછલો કાંઈવીચાર નહીં કરતા અને કંગાલ થતા જાય છે. ×

હવે આવી મોટી ખરાબીની સાથે એને આડે આવનારને શ્રીમાન સાહેબ કમબખ્ત એટલે અભાગ્યો કહે છે. અને એ શબ્દ એક ગાળ તરીકે વપરાય છે. અને એને આડે આવનાર તો મુસલમાન અને ખ્રીસ્તીઓજ છે. જો એમાં મોટી નુકશાની પણ થતી હોય જેમકે હિંદુઓમાં લાખો વિધવા દુઃખ ભોગવે છે, તો પણ ધર્મના હુકમ પ્રમાણે આડે આવવુંજ જોઇએ. અને જો પરધર્મીની ખાતરથી તેમ માની લઇએ તો હમારા કુરઆને શરીફના હુકમ પ્રમાણે મોટા ગુનેહગાર થવું છે. સુરા અનઆમ ૨કુ ૧૭ * માટે જો એવા

× કદાપી દયાનંદ સરસ્વતી પણ આ હિસાબને સમજેલો છે જેથી તેણે સત્યાર્થ પ્રકાશ છપાયલું સને ૧૮૭૫ના પૃષ્ટ ૩૦૨માં લખ્યું છે "જો કોઈપણ માંસ નહીં ખાયતો ઢોર પક્ષીઓ જેટલાં છે તેથી હજાર ગણા થાય, ફરી માણસને મારવા લાગે, ખેતીમાં અનાજ થાયજ નહીં જેથી સઘળાં માંણુસ મરી જાય" ગ્રા. મો.

* તે આયત આવી રીતે છે. "અને જે લોકોએ અમારી આયતોને જુઠવી તેઓની ખાહેશની તાબેદારી નહીં કર" સૂરા અનઆન ૬; ૧૫૦ વળી બીજે ઠેકાણે છે "અને જે લોકોએ જુલમ કર્યો (શિર્ક કર્યો મુરતી પૂજા કરી) તેઓની તરફ તેમો ઝુકો નહીં. ફરી તમને અગ્નિ લાગશે. અને તમારે માટે અલ્લાહ સીવાય કોઈ મદદગાર નથી અને તમને પુશટી અપાશે નહીં" સૂરા હુદ ૧૧; ૧૧૩ વળી એક ઠેકાણે છે. "અને યહુદીઓ તથા ખ્રીસ્તીઓ કદી તારાથી રાજી (ખુશ) રહેશે નહીં જ્યાં સુધી તું તેઓના ધર્મ તાબેદારી કરે નહીં. તું કહે (ઓ મોહમ્મદ) અલ્લાહનો માર્ગ તેજ માર્ગ છે અને જો તું તેઓની ખાહેશની તાબેદારી કરશો તારી પાસે ઈલમ (જ્ઞાન, કુરઆન, શરીઅતના કાયદા) આવ્યા પછી તો અલ્લાહથી તારે માટે કોઈ મદદગાર કે પુષ્ટી આપનાર નથી. સૂરા બકર ૨; ૧૨૦ એ વગર બીજી ઘણી આયતો છે. જેથી સાફ જણાય છે કે શરીઅતના કાયદામાં પારકા ધર્મવાળાઓની ખાતર રાખવાની નથી, અને તેઓને લીધે ઇસ્લામી કાયદો છોડવાનો નથી. જો હિન્દુઓની વાત માની આજે ગઉ વધ બંધ થશે તો કાલે સીખ લોકો કહેશે કે અઝાન સાંભળવાથી અમને દુઃખ થાય છે તે બંધ કરો, ફરી ખ્રીસ્તીઓ કહેશે કે ઈસા (અલે) ને તમે ખોદાનો દીકરો વધ સ્તંભે ચઢેલો માનતા નથી જેથી અમારૂં દિલ દુઃખે છે માટે અમારૂં કહ્યું માનો, તો આજ પરિણામ આવશે કે ઇસ્લામ તજી દો. ગાયો વધ કર્યાથી હિન્દુઓનું દિલ દુઃખે છે તે ખરૂ જોતાં તેઓના અભણપણાને લીધે છે કારણ કે હિન્દુ ધર્મમાં ગૌ વધ છે. પણ અલ્લાહ જે સત્યપૂજ્ય છે તેને મુકી મુર્તી પૂજાથી, તેનું ખાસ ગુણ અનાદી હોવામાં આત્મા તથા પ્રકૃતિને ભેળવાથી અને અલ્લાહ માટે ખરી રીતે દીકરો કે ભાગીદાર માનવાથી અમારૂં દિલ ઘણું દુઃખે છે. અને એ દિલગીરી વાજબી છે. અમારા પેગમ્બરે તેમના શીશયોએ એ વિષે દિલગીરી કરેલી, તો અમારી ખાતર તેઓ કેમ નહીં રાખતા ? ગ્રા. મો.

શબ્દો વપરાશે તો ભય છે કે, એમાં કાંઇ ફીસાદ થાય. વળી તેવણ મોહમ્મેદન ગઉવધ કરનાર અને ખાનારને ઉતરતા વર્ગના કહે છે. પણ ઘણું કરી બકરી ઇદિમાં ઉંચાજ વર્ગના લોક ગૌવધ કરી ખાય છે.

હવે જો હાલનાજ એક કરોડ એંસી લાખ માદા અને તેટલાજ નરમાંથી દર વરસે ૩૨૦૦૦૦૦ એટલે સોળલાખ નર અને સોળ લાખ માદા કપાય તો પણ તેની પેહેલીજ પેઢીના આજથી ૬ વરસમાં વેતર આપી મરણ પામે તો માદાઓની થતી બમણી ઓલાદ અડધી માદા અને અડધા નરની પુરાંતી બાર કરોડ ચાર લાખ ઢોરની રહે છે, જેમાં ફકત માદાના આંકડા સામે પ્રમાણે છે, અને એમાં વચલા સરવાળા સુધી અસલ માદાના બચ્ચાં છે. અને નીચે તેના બચ્ચાં છે, અને તેમાં તેટલાજ નર મેળવી સરવાળો આપેલો છે. અને અસલ ઢોરોમાંથી પુરાંત રહેલા એક કરોડ અડસેંટ લાખને એટલી મુદતમાં મરણના બાદ કરેલાં છે. જેને જોઇએ તે ગણી લીએ.

| માદાના જન્મેલાં માદાઓની સંખ્યા. |
|---|
| ૮૨૦૦૦૦૦ |
| ૭૪૦૦૦૦૦ |
| ૬૬૦૦૦૦૦ |
| ૫૮૦૦૦૦૦ |
| ૫૦૦૦૦૦૦ |
| ૪૨૦૦૦૦૦ |
| ૩૭૨૦૦૦૦૦ |
| ૪૧૦૦૦૦૦ |
| ૪૧૦૦૦૦૦ |
| ૩૭૦૦૦૦૦ |
| ૩૭૦૦૦૦૦ |
| ૩૩૦૦૦૦૦ |
| ૬૦૨૦૦૦૦૦ |
| ૬૦૨૦૦૦૦૦ |
| ટો. ૧૨૦૪૦૦૦૦૦ |

હવે શ્રીમાન સાહેબ જે હાલમાં આગલાં વખત કરતાં પ્રજા દુઃખી થવાનું કારણ ઢોરો ઓછા થવાનું કહે છે, એ તેમનો ભુલાવો છે, કેમકે જુઓ, તા૦ ૨ ફેબરવારી સને ૧૮૮૮ ના સુરતના દેશી મીત્રમાં, સને ૧૮૧૦ની કુલ દુનીયાની વસ્તી પત્રકના માણસના અડસેટ કરોડ વીસ લાખની હતી. તે વરસ ૬૦ પછી એટલે સને ૧૮૭૦ની વસ્તી પત્રકના કુલ માણસ એક અબજ, ઓગણચાલીસ કરોડ, દસ લાખની લખેલી છે. ત્યારે સાઠ વર્ષમાં બમણા માણસ થયાં, તો હિન્દુસ્તાનમાં પણ હાલના અડધાંજ માણસ હોવાં જોઇએ. ત્યારે તે વખતમાં દાખલા તરીકે શેર ૦॥। ની ખોરાકીમાં માણસ ૧ ખાતાં વધતું હતું અને હાલ શેરમાં ૧માં માણસ ૨) ખાનાંરા થયા, ત્યારે લોકોમાં કેમ ગરીબી નહીં આવે ? અને શ્રીમાન સાહેબ જે આજથી ૩૦ વરસ પર બંગાલ ઇલાકામાં દૂધ ઘી ઘણું સસ્તું હોવાનું, અને હાલ બીજા દેશાવરો ઘી નહીં જવાતું કહે છે એ તેવણ ઉંઘમાં છે કેમકે તે સસ્તું હોવાનું એક કારણ તો એજ હતું કે, તે વખતમાં હિન્દુસ્તાનમાં હાલની તરેહથી સર્વ ભાગોમાં આગગાડી થઇને જોડાયલી નહોતી. માટે જયાનું ત્યાંજ સસ્તું મોઘું વેચાતું હતું. અને હાલમાં જ્યાં કાંઈ પણ ચીજની તાણ પડે છે, તો આગગાડીમાં ભરાઈ ચાલી જાય છે, જેથી સસ્તું થવું અટકી ગયું છે. અને દેશાવરો ખાતે પણ ઘણુંજ ઘી જાય છે. રંગુન, મોલમીન, પીનાગ, સીંગાપોર, એગકોક, હોંગકાંગ, કનતાન પાડાંગ સુરબાયા, મોરીસ, બીરઓં, જંગબાર, દાલગુબબા નાટાલ, ડેમરારા, જ્યાં હિન્દુસ્તાનના લાખો માણસ જઈ વસેલાં છે, અને એમાં કેટલાએક દેશોમાં તો ઘી બનતુંજ નથી, એ સર્વ દેશાવરો ખાતે હિન્દુસ્તાનથીજ દર મહીને હજારો મણ ઘી જાય છે. જેને તપાસવું હોય તો તે માલ ચઢતા બંદરોની કસ્ટમમાં જુએ અને એજ દેશાવરોમાં અમો લોક જઇ વેપાર કરીએ છીએ જે નજરે જોઇલું છે. અને એવીજ તરેહથી અનાજ વીગેરે પણ સેંકડો વહાણ આગબોટો ભરાઇ દેશાવરમાં જાય છે. એટલું આગળ જતું ન હોતું અને તેના જે રૂપીઆ આવે છે તેમાંથી દર વરસે શ્રીમાન સાહેબના કહેવા પ્રમાણે રૂપીઆ પચાસ કરોડ ઇંગ્લંડ જાય છે. પણ ખરૂં જોતાં તો હાલમાં હિન્દુઓ સર્વ અંગ્રેજી શીખવા લાગી ગયા છે. અને જે શીખી રહે છે, તેને ફરી બાપ દાદાની તરેહ ખેતી ખેડવી દુકાનદારી કરવી પસંદ પડતી **નથી.** અને તે સર્વને ખુરશીએ બેસી નોકરી કરી **પગાર** ખાવાનું જોઇએ છે. પણ તેમ નહીં **મળવાથી**

દુ:ખી થઈ આવી બુમો પાડે છે ! *

હવે બીજાના ધર્મના દાખલા તેવણે કેટલાક ખરા કહી સંભળાવ્યા છે. તે જુઓ કે, ગઉપોકાર ચોપડીવાળાએ અમારા કુરઆન શરીફથી એહરામના વખતમાં ( હજમાં એક ક્રીયાનું નામ છે ) શીકાર નહીં કરવાનો અને કરે તો, તેના પછી જનાવરોનો ભોગ આપવાનો દાખલો લખી મુસલમાનોને જનાવરોના વધ નહીં કરવાનો હુકમ સાબેત કર્યો છે. પણ તેવણને એટલી સમજ નથી પડી કે એ એક ક્રીયાનો વખત છે. ( જેમકે. હિન્દુઓથી અપવાસમાં ખાણું રોટલી નહીં ખવાય તેમ ) અને તે વખતમાં પણ ગાય બકરાં વધ કરી ખાવાનો હુકમ છે. અને જો શીકાર કરે તો પાછો તેના બદલામાં ઉંટ, ગાય અથવા બકરાનોજ ભોગ આપવો પડે છે. ત્યારે જનાવરો વધ કરવું ક્યાં મના થયું ? એવી તરેહથી શ્રીમાન સાહેબ પણ કુરઆન શરીફમાં ગાય હલાલ એટલે ખાવાનું કબુલ રાખી પાછા મોહમ્મદી ધર્મમાં બકર એટલે ગાય અને મકર એટલે પાખણ્ડ અને શજર એટલે ઝાડ અને અમર એટલે હુકમ અને સમર એટલે ફળને હરામ કહે છે. પણ તેવણ એટલું નહીં સમજ્યા કે, બકર એ ગાયનેજ કહે છે ફરી તે હરામ કેમ હોય, અને આ એક નાની વાત પણ નહીં સમજ્યા કે, જો ઝાડ અને ફળ ખાવું હરામ હોય તો ફરી શું ખાઇને માણસ જીવે ? અને હુકમ કરવો પણ હરામ હોય તો, ફરી કોઈ માણસ કેમ કાંઈ શીખી શકે ? માટે સ્વામી સાહેબનું કહેવું ખરૂં હોય તો તેવણ કુરઆન શરીફમાં એવું સાબેત કરી આપે. અને કુરઆન શરીફમાં ગૌવધ કરવાનું નથી એમ જે સ્વામી સાહેબ કહે છે, તે પણ ખોટું છે. જુઓ, સુરા બકર ના રકુ ૮માં ગૌવધ કરવાનું કહેલું છે. અને મુસલમાનોને ખાવાનું નહીં મળવાની જગ્યામાં ગઉનું માંસ ખાવાનો મોહમ્મદ પેગંબર સાહેબે હુકમ આપેલો અને તેવણે હાથે કપડું લપેટી તેનું લોહી ચાખેલું, જે શ્રીમાન સાહેબ કહેછે એ પણ તદન ખોટું છે. કેમકે જે ચીજ હલાલ હોય તેને નહીં મળવાથી ખાવાની કાંઈ મતલબ નહી મળે. પણ હરામ ચીજ તેવા વખતમાં ખવાય છે. જેમકે હિન્દુઓને શ્રીમાન સાહેબ ભંગીઆના ઘેરમાં ખાવાનું કહે છે. અને વહેતું લોહી ચાખવું એ તો કુરઆન શરીફમાંજ હરામ કહેલું છે. અને મોહમ્મદ પેગમ્બર સલ્લ-લ્લાહો અલેહે વસલ્લમનું ગાયની કુરબાની કરવી, અને ઘેર એકે ગાયનું માંસ ખાવું કુરઆન શરીફથી બીજા દરજાની કીતાબ "સહી બુખારી" અને મુસલીમ શરીફમાં છે. જેને જોઇએ તે તપાસી લીએ. અને શ્રીમાન સાહેબ કુરઆન શરીફથી જે પાંચ ચીજોનો ગુનાહ નહીં માફ થવાનું તેમાં ગાય કાપનારને પણ કહે છે અને ભેળે છે અને પઇસા લઈ કસાઇઓ ગાય કાપનારને ત્યાંના માંસને પણ હરામ કહે છે, એ તદન તેવણની ઉપલી કબુલતથીજ જુદું છે. અને જો સ્વામી સાચા માણસ હોય તો કુરઆનમાં સાબેત કરી આપે. પણ શ્રીમાન સાહેબ મુસલમાની ધર્મજ નહીં સમજ્યા, કે કોને કહે છે, તે તેવણને અમે સમજાવીએ છીએ.

જુઓકે મુસલમાની ધર્મ તેને કહે છે કે હજરત આદમથી લઇને હજરત મોહમ્મદ પેગમ્બર સલ્લલ્લાહો અલેહે વસલ્લમ સુધી જેટલા પેગમ્બરો એક પછી એક આવ્યા, અને તેવણ સર્વપર ખુદા તઆલાએ, જે જે હુકમ મોકલેલા, અને તેમાં એક પછી બીજાના વખતમાં ફેર નહીં કરેલા, તે સર્વના માનનારાઓને મુસલમાન કહે છે, અને તેમાં એક પેગમબરથી પણ કોઈ ઇનકાર કરનાર મુસલમાનીથી બાતેલ થાય છે. તો તેવણ

* નોકરીની આશાએ ઇંગ્રેજી ભણનારનું એવુંજ પરિણામ છે. અને મન શક્તિ ખીલવવા હુશઆરી આવવા દેશી ઈલમ અરબી, ફારસી, ઉર્દુ શું ઓછો છે, જેમાં પૈસાનો ભોગ તથા પરીક્ષાની હાડમારી તથા આંખો અને શરીર પર ઇંગ્રેજી ભણવા જેવી તકલીફ થતી નથી. ગુ. મો.

માંથી મુખ્ય ૫-૬ મોટા પેગમબરોનો, ગૌવધ કરી ખાવાનો હુકમ ખ્રીસ્તીઓની બાઈબિલથી સાબેત કરી આપીએ છીએ, જુઓ. ઉત્પત્તી અધ્યાય ૯, વર્ષ ૩માં હજરત નુહ પેગમબરને ખુદાતઆલાએ સર્વે પાક જનાવરો ખાવાનો હુકમ આપેલો છે. અને અધ્યાય ૧૫, વર્ષ ૯માં ખુદાતઆલાએ હજરત ઇબરાહીમ પેગમબરને ગાય બકરી વીગેરેને વધ કરવાનો હુકમ આપેલો છે. અને "નીર્ગમન" અધ્યાય ૩૨માં વાછરડો પૂંજનારાઓને ખુદાતઆલાએ હજરત મુસા પેગમબરને હુકમ આપી મારી નંખાવ્યા છે. અને "લેવીય" અધ્યાય ૧ વર્ષ ૨ માં તેવણને ગાય બકરી, વધ કરવાનો હુકમ આપેલો છે અને "બીજું સમોયલ" અધ્યાય ૨૪ માં ખુદાતઆલાએ હજરત દાઉદ પેગમબરને, બળદ વધ કરવાનો હુકમ આપેલો છે. અને માત્થી અધ્યાય ૫ વર્ષ ૧૭ માં હજરત ઇસુ ખ્રીસ્ત પેગમબરે તે સર્વે શાસ્ત્રો પ્રમાણે ચાલવાનું કહી અધ્યાય ૨૨ વર્ષ ૪માં બળદ વધ કરવાનું કહેલું છે. અને એ સર્વે પેગમ્બરો "પાલશટેન" એટલે (શામ)ના મુલાકામાં જ્યાંની જમીન ઘણી ફળવંત છે, ત્યાં થઈ ગયા છે. અને એ સર્વ પાક ચીજોને કુરઆન શરીફમાં સુરા નહલ, રકુ ૧૫ અને અનઆમ રકુ ૧૬મા ખુદાતઆલાએ મોહમ્મદ પેગમબર સલ્લલ્લાહો અલેહે વસલ્લમને ખાવાનો હુકમ આપેલો છે, એનું નામ મુસલમાની છે.

હવે શ્રીમાન સાહેબે જે એક મોહમ્મેદન યુનાની હકીમની કીતાબથી ગઉનું માંસ ખાવાનો વાંધો બતાવ્યો છે, તે કાંઈ પુરાવો થઈ શકતો નથી. કેમકે હકીમોનો તો ધારોજ છે કે, દરએક ચીજનું વાઈડું, ગરમ, ઠંડું, અને તેનો નફો નુકશાન બતાવે છે, તેથી કંઈ તે હરામ થઈ શકતી નથી. અને જો એમજ મનાય તો ફરી હિન્દુઓ હમમેશ વાલ, વટાણા, કોહોળું, તુરિયું ખાય છે જેથી ઉનાળાની મોસમમાં કોહો છુટી કાલેરાની તરેહ થાય છે તે નજવું જોઇએ.

અને ગઉનું માંસ ખાવાના ઘણા ફાયદા છે. એ સર્વમાંથી જાહેર રીતે દરેક સમજી શકે તે આ છે કે યુરોપના માણસો હમેશ ખાઈ એવા તો જોરાવર અને હીમતવાન થયા છે કે, તમામ દુનીયાના ભાગોમાં લડી હાકેમ થઈ ગયા છે.

અને શ્રીમાન સાહેબ જે ઇંગ્લંડ અને અમેરિકામાં ગઊવધ નહીં થવાનું કહે છે, એ તદ્દન ભુલાવો છે. કેમકે ત્યાં એટલો ગઉવધ થાય છે કે, ત્યાંના માણસો ખાતાં વધીને હજારો પીપ ખારા માંસના ભરાઈ બીજા દેશોમાં આવી વેચાય છે.

અને શ્રીમાન સાહેબ જે દીવાને હાફિઝથી કોઈનું દિલ નહીં દુખાવવાનું કહે છે એ ખરૂં છે. પણ તેવણ એટલું નહીં સમજ્યા કે એ ખોટા કામને માટે નથી, પણ ખરા કામને માટે કહેલું છે. નહીં તો કોઈ ખોટાનો ઇનસાફજ થઈ શકતો નથી. પણ એથી તો ઉલટા હિન્દુઓજ મુસલમાનોના ધર્મનો હુકમ અટકાવવાની કોશીશ કરી તેવણના દિલ દુઃખવવા નીકળ્યા છે. અને અમે તો ખરી વાતોથી કોઈનું દિલ દુઃખાવતા નથી. અને ગઉવધ કરવાથી સ્વામી સાહેબ હિન્દુઓનું દિલ દુઃખાવવું કહે છે પણ ગઉવધ કરવાનું હિન્દુઓના વેદમાં કાંઈ અટકાવ નથી પણ હુકમ છે. તે અમે "તજબીહુલ બકર" નામની કીતાબથી નીચે લખી જણાવીએ છીએ.

જુઓ "યજુરવેદ" અધ્યાય ૨૪ મંત્ર ૨૮ થી લખ્યું છે કે. બ્રહસ્પતીને માટે ગાયની કુરબાની એટલે (ભોગ) આપવો જોઇએ. અને "ઋગવેદ" અ. ૧૬ અ. ૩ સૂ. ૬ થી લખ્યું કે તે માંસ ખાવાની ખુલ્લી રજા છે. અને "ઋગવેદ" અં. ૬ સૂ. ૧૬ થી લખ્યું છે કે, ઘણા હેતથી લખેલું છે કે ગાયનું માંસ ઘણો સારો ખોરાક છે. અને રૂગવેદ, અ. ૪ આ. ૧ સૂ. ૧૫ મંત્ર ૮ થી લખ્યું છે કે, ત્રણસો ભેંસોની કુરબાની થાય. અને ઋગવેદ, ભાગ ૨

પાના ૪૧૦થી લખ્યું છે કે દુઆ એટલે [આ-શીરવાદ] ની તરેહથી કહે છેકે, એકસો બીજી પણ એવીજ તરેહની કુરબાની કરવી જોઇએ. અને પ્રોફેસર મી० વીલસન સાહેબની ઋગવેદ ની ટીકાથી લખ્યું છે કે, ઘણી મજબુત ગવાહ વેદની આ વાત પર છે કે, વેદના વખતમાં ખુલ્લી તરેહથી ગાયનું માંસ ખાતા હતા અને જગ્યા જગ્યા હિન્દુઓની દુકાનો પર તે વેચાતું હતું. અને મુબાઇની પુસ્તક પ્રસારક મંડલી ની છપાવેલી "વેદમાં શું છે." એ નામની ચોપ-ડીના પાના ૨૪ થી ૩૦ માં પણ વેદથી ગાય ગોધા મારવું લખેલું છે. ત્યારે હિન્દુઓનું દિલ દુ:ખાવવું કેમ થયું ! પણ હિન્દુઓ જેમ દુનીયા માં થોડો વખત જીવવાના સુખ ભોગવવા માટે પોતાના ધર્મને મુકી તેમાંજ લાગી ગયા છે, તેમ મુસલમાનો કદી લાગશે નહીં. તેથીજ મુસ-લમાનો દુન્યાના કામોમાં પાછળ પડી ગયા છે. કેમકે મુસલમાનો દુન્યાના એક ઘડીના સુખ દુ:ખને કાંઇ સમજતાજ નથી. પણ જ્યાં હ-મેશ જીવી સુખ ભોગવવું છે તેનોજ ખીઆલ રાખે છે. અને એ દેખીતું છે કે મુસલમાનનો છોકરો સમજતો થયો કે, તેને કુરઆન પઢાવી ધર્મના હુકમથી વાકેફ થવા મદરેસામાં મોકલે છે. અને હિન્દુનો છોકરો સમજતો થવાથી આં-કની ચોપડી અને નામું લખવા શીખાડે છે, જે-થી હજારોમાં પણ એક વેદ પઢેલો નથી.*

હવે શ્રીમાન સાહેબ કહે છે કે, ભેંસો બાર માસે વિયાય છે, અને બકરી પણ લાંબી મુદતે વિયાય છે જેથી બાળકોને તેનું દૂધ આપી શકાતું નથી અને ગાય ૯ માસે વિયાતી હોવાથી તેનું દૂધ અડચણ કરતું નથી. પણ તેવણને આટલી ખબર નથી કે બકરી વરસમાં બે વાર બે ત્રણ બચ્ચાં વિયાય છે. અને જો આમ નહીં વિયાતી હોય તો, હિન્દુસ્તાનમાં કુલ મોટા કલેકટરી શહેરો ત્રણસો છે, અને દરએકને પેટે ઘણા ગામડાંઓ છે, તે દરએક ઇલાકા દીઠ ઓછામાં ઓછા રોજના બસો બકરાં કપાતાં હોય તો રોજના સાઠ હજાર કપાવાં જોઇએ, પણ કદી તેની ખોટ પડતી નથી. અને ગાયના દૂધ વગર બાળકોને મરણ પામ-વાનુંજ કહે છે એ પણ ખોટું છે. × કેમકે એવું કોઇ ગામ નથી કે, ત્યાં ગાયો નહીં હોય. અને મોટા માણસ તો ઘણું કરી ભેંસનુંજ દૂધ ઘી વધારે પસંદ કરે છે.

અને શ્રીમાન સાહેબ જે ગાયના છા-ણનો ફાયદો બતાવે છે કે જે જગ્યા કો-લેરાનો રોગ થયો હોય ત્યાં તેના છાણથી લીપે તો કોલેરા અટકી જાય છે એ પણ તદન ખોટું છે. કેમકે હિન્દુઓના ઘરો છાણથીજ લીપાય છે. અને અમારા ગામમાં ગયા મે માસમાં કોઇ કોમમાં નહીં પણ ફકત ઢોરો પાળનારા ખેડુત ક-ણબીઓમાંજ કોલેરા જારી હતો- પણ હા, તેનો ફાયદો એટલો તો છે કે, કોઇ હિન્દુ દરીઆ પાર જાય અથવા તો પર-કોમના વાસણમાં ખાય પી લે તો તે વ્રત કરી પંચગવ્ય એટલે દુધ, દહિં, ઘી, છાણ અને મૂત્ર પીને પવિત્ર થાય છે, જે તોહફતુલ હિન્દના પાના ૫૯માં અને ગઇ ૧૫મી જાનેવારીના ભરૂચના દી-નમણી છાપામાં લખેલું છે. પણ અફસોસ છે કે ગુનેહગાર માણસને ખુદાને ત્યાં નરકમાં પડવાનું કદી છાણ મૂત્ર જેવું નરક પીને પવિત્ર થાય છે.

હવે શ્રીમાન સાહેબ ગૌવધ અટકયાથી પ્રજાનો લાભ બતાવી ગાય માતા અને નારાયણ એટલે પોષણ કરનારી ખુદા જેવી માનવાનું કહે છે. પણ એટલું નહી સમજ્યા કે ખુદાએ સર્વ ચીજો માણસનેજ માટે પેદા કરી છે. અને તેમાં કો-ઇને પોષણ કરવાની શકિત નથી. કેમકે જો પૃથ્વીમાં

* વેદ ભણેલાની જગ્યા જો એવી રીતે કહીએ કે હજારોમાં એકે વેદ આંખે જોયું નથી તો પણ ખરૂં છે. ગુ. મો.

× એક કારણ આ પણ છે કે બાળકો પોતાની માતાનુંજ દૂધ પીએ છે તેને બીજા જાનવરના દૂધની જરૂરજ નથી તથા કોઇકજ બાળક એવું હોય છે કે તેને માનું દૂધ નથી તેને માટે બીજું દૂધ પુરતું છે. ગુ. મો.

ઘાસ, દાણો નહીં પાકે તો ગાય શું કરી શકે છે? પણ તે પોતાનુંજ પોષણ કરી શકે નહીં ત્યારે પૃથ્વીનો દરજ્જો મોટો ગણવો જોઇએ. પણ તેના ઉપરં તો રાત, દિવસ અથીએ મૂત્રીએ છીએ. એવીજ તરેહ પૃથ્વી પર પણ વરસાદ નહીં પડે તો તે શું કરી શકે છે? અને વરસાદને પણ વાદળાં નહીં ભરી લાવે તો તે શું કરી શકે છે ? અને વાદળાંને ફીરસ્તા નહીં ભરાવી લાવે તો તે શું કરી શકે છે ? અને ફીરસતાને પણ ખુદાનો હુકમ નહીં થાય તો તે શું કરી શકે છે ? ત્યારે સર્વથી મોટો દરજ્જો ખુદાનો થયો. માટે તેનેજ સર્વનો પોષણ કરનાર સમજી તે એકની બંદગી કરવી જોઇએ. પણ શ્રીમાન સાહેબ તેની જગાએ મુરતી પૂજવાની કસુર કબુલ કરી મુસલમાનોને કાબા શરીફ તરફ મોઢું રાખી નમાઝ પઢવામાં મૂર્તિપૂજક કહે છે. પણ એટલું નહીં સમજ્યા કે, મૂર્તિપૂજક તેને કહે છે કે, કોઇપણ ચીજનો આકાર સામે રાખી પૂજા કરે. ત્યારે જો મુસલમાનો મૂર્તિપૂજક હોતે તો કાબા શરીફનો આકાર પાડી એક ઠેકાણે સામે રાખી બંદગી કરતે પણ જો કોઇ તેમ કરે તો મુસલમાનીથી બાતેલ થાય છે.* અને તેજ તરફ મોઢું રાખી નમાઝ પઢવાનું કારણ એ છે કે, મુસલમાનોને ખુદા તઆલાએ કોઈ પરધર્મીની તરેહપર બંદગી કરવાની-અને ચાલવાની મનાઈ કરી છે. ત્યારે દુનીયામાં કોઈ ધર્મવાળાને બંદગી કરવાની રૂખ (દીશા) નથી. અને જેમ જેને ફાવે તેમ મોઢું કરી બંદગી કરે છે. અને મુસલમાનો પણ તેમ કરેથી તેવણને સાથે મળતા થાય છે. માટે તે સર્વથી જુદાજ રહેવાના કારણથી સર્વ દુનીયાના મુસલમાનોને, પૃથ્વીના વચમાં એક નિશાન કાબા શરીફની બતાવી આપી કે સર્વ તેજ તરફ મોઢું કરી નમાઝ પઢે. એવીજ તરેહથી હિન્દુઓ ભુલાવામાં પડી સદા જીવી સુખ ભોગવવાની મુક્તિ પામવું ખોતા જાય છે. પણ જો ખરાજ માર્ગપર ચાલી ખુદાને ત્યાં છુટકારો પામી સ્વર્ગમાં દાખલ થવાની ફીકર હોય તો એવીજ તરેહ મુસલમાનોથી તેની તપાસ કરી અમારી તરેહ એક ખુદાને માનનારા થઈ જાય, અને નહીં તો ઇનિસાફના દિવસે પસતાવું કાંઇજ કામ આવશે નહીં. કાસેદ (સંદેશા પોહોંચાડનાર) ઉપર પોહોંચાડી આપવુંજ છે. એ વિશે અમે આ જગ્યા કાંઈ વધારે લખતા નથી. પણ જો વધારે વાકેફ થવું હોય તો, અમારી રચેલી ચોપડી "હિદાયતે હિન્દુ"+ માં જુઓ.

હવે ઉપલા સર્વ હીસાબોથી કોઈ કહે કે, એમાં જેમ ઢોરોનો વધારો બતાવ્યો છે તેમ આગલા વરસોથી હાલ કેમ નહીં વધ્યા ? તો તેના જવાબમાં અમે કહીએ છીએ કે, જેમ ઢોરો વધે છે તેમ ખાનારા પણ વધતા જાય છે. તેથી તેટલી સંખ્યા વધતી નથી. અને અસલ વાત તો આ છે કે, અમે દુનીયાના ધારા પ્રમાણે હીસાબ કરી બતાવ્યો છે, તો તેમાં અસંભવિત જેવું કંઇ હોય અને ભૂલ હોય તો બતાવી આપો? અને ખુદાનેજ એવી રીતે વધારવું મનજુર નહીં હોય અને આજેજ સર્વ ઢોરોમાં આફત મોકલી મારી નાંખે તેમાં અમારો અખત્યાર નથી. અને ઢોરોપર એવી આફત આવે પણ છે. નહીં તો દુનીયામાં માણસને રહેવાની પણ જગ્યા રહે નહી.

હવે શ્રીમાન સ્વામી સાહેબ કેવા માણસ છે, અને તેવણના કામો કેવાં છે તે કાંઇ અમે લખતા નથી. પણ તા. ૭મી જુલાઈ ૧૮૮૯ના મુંબઇના "ગુજરાતી" નામના છાપામાં તેવણની તારીફ જોઇને અને આ ચોપડીમાં તેવણે મોહમ્મદન ધર્મના નામથી આપેલા દાખલાઓના જવાબ જોઇને ફરી લોકો તેવણના ભાષણો સાંભળે તો સારૂં છે.

---

* આર્યાઓ હમેશા કાબા તરફ મોં કરવાને કાબા પૂજવાનો દોષ મુસલમાનો ઉપર મુકે છે એનો પૂરતો જવાબ મારૂં પુસ્તક "સત્યાર્થ પ્રકાશનું ખંડન" પૃષ્ટ ૫૮, ૫૯ વગેરેમાં છે. ગ્રા૦ મો૦

+ તથા તોહફતુલ હિન્દ જે ઇંગ્રેજી, ગુજરાતીમાં છપાઈ છે તે વાંચે એ સનાતનીઓ માટે રહેનોમાં છે. અને "સત્યાર્થ પ્રકાશનું ખંડન" ગુજરાતી જે આર્યાઓ માટે માર્ગ દરશક છે. ગ્રા૦ મો૦

હવે આટલેથીજ અમે સમાપ્ત કરી ખુદા-તઆલા પાસે દુઆ માગીએ છીએ કે, એ અ-અલ્લાહ આ ચોપડીને સર્વની સમજમાં લાવી ખરી વાતની સમજ પાડી અમારા જેવા એક ખરા ખુદા નિરંજન નિરાકાર માનનારા કરો, અને અમો ગુનેહગારના ગુનાહ અને તેમાં કાંઇ ભૂલચૂક થઈ હોય તે માફ કરી છેલી ઘડી સુધી અમો અને અમારા ભાઇઓને સાથ ઇમાનથી લેશો. આમીન, આમીન. આમીન.

## સમાપ્ત.

આ ચોપડી "સ્વામી આલારામને જવાબ" સને ૧૩૦૭ હિજરીના જોમાદલ ઉલા મુતાબેક સને ૧૮૮૯ ઇશ્વીના ડીસેમ્બરમાં મેં ગુલામ મોહમ્મદ બી. હાજી હાફેજ સાદેકે રચી પ્રગટ કરી પોષ્ટ મારફતે રજીસ્ટર કરી સ્વામી આલારામને પહોંચાડી હતી, પણ આજ સુધી કોઇએ એનો જવાબ આપ્યો નથી. એ ચોપડી પ્રગટ થયા પછી આશરે ત્રણ મહિને સુરતની આર્યાસમાજના મંત્રીએ મારી સાથે વાતચીત કરતાં કહ્યું કે હું કુરઆનથી ગઉવધ કરવો હરામ સિદ્ધ કરવા તૈયાર છું તે ઉપરથી તેમની સાથે સભામાં વાદવિવાદ કરવાનો ઠરાવ થયો. ભવાનીના વડ આગળના મંદીરમાં સભા મળી. હિન્દુઓ આસરે ૩૦૦ માણસો હતા. હું ત્રણ ચાર માણસો સાથે હાજર થયો. ત્યાં અડધો કલાક થોભ્યો હશે, એટલામાં એક સમાજીએ સભા વચ્ચે ઉઠી કહ્યું કે અમો તમારી સાથે વાદવિવાદ કરવા ચાહતા નથી. અમારા પંડિત વ્યાખ્યાન આપશે તે સાંભળવું હોય તો બેસો. મેં કહ્યું, હું વ્યાખ્યાન સાંભળવા આવ્યો નથી. વાદવિવાદને માટે આવ્યો છું તેમ છતાં જો તેવણના વ્યાખ્યાન બાદ મને બોલવાનો હકક આપો તો હું બેસું. પણ તેઓએ સાફ ના પાડી, જેથી લાચા-રીએ ત્યાંથી પાછું આવવું પડયું.

## ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

હે ખુદાવંદા તારીજ હું પ્રાર્થના કરૂં છું. તુંજ મને રોજી આપનાર છે. તુંજ મને મદદ કરનાર છે. તુંજ મારા પાપોને જોઈ ચુપકો રહેનાર છે અને છૂપાવનાર છે. તારા હુકમપર કોઇનો હુકમ મળે નહીં તારા હુકમનો ભેદ દરેક સમજી શકતો નથી. પણ જેપર તું પ્રગટ કરે. તારા હુકમને ખોટો સમજી સવાલો કરનારને તુ શીક્ષા દે. ને તારા હુકમને પ્રગટ કરનારની તું મદદ કર. ને તારા ભ-વીષ્યવાદી મોહમ્મદ સાહેબપર તથા તેવણના સ-હાબીઓપર તથા તેમના માર્ગ ઉપર ચાલનારાપર નં ... અને સલામ મોકલા કર.

સાહેબો જો કે હું ખ્રીસ્તીઓના એક ચોપા-નીયાના રદ લખવામાં હતો પણ મેં જ્યારે તા૦ ૧૯મી ડીસેમ્બર ૧૮૮૯નો છપાયલો છાપો "મુંબઇ સમાચાર" જોયો કે તેમાં પણ્ડિત સ્વામી આલારામ અલાહબાદવાળાએ ભાષણ કીધેલું તેમાં છપાયું છે. તે વાંચ્યા પછી મારા દિલમાં આ વાત આવી કે આ ભાષણમાં સ્વામી સાહેબથી જે જે ભૂલો થઇ હોય તે એક ચોપડીમાં લખી પ્રગટ કરૂં જેથી મારા ભાઇઓ મુસલમાનોને એ ભૂલોની ખબર થાય. અને સ્વામી સાહેબે જે જે શબ્દો ભાષણમાં લખ્યા છે, તે હિન્દુઓપર પણ

જાહેર થાય, કે સ્વામી સાહેબે કેવી તરેહના જ્ઞાન અને વિદ્યાથી ભાષણ કીધું છે. હું આ વાતપર અફસોસ કરૂં છું કે સુરત તથા મુંબાઇ વગેરે શેહેરોમાં ગૌરક્ષા વીષે મંડળીઓ છે, અને તેઓ તરફથી ઘણા માણસો પગાર ખાઈ ભાષણો કરવા નીકળે છે, પણ હમારી એક નાની સરખી ચોપડી નામે ' જવાબે ગૌરક્ષા ' નો જવાબ અપાયો નથી. અને એઓપર તો આ જરૂર છે કે પ્રથમ હમારી ચોપડીનો જવાબ આપે, પછી ભાષણ કરે. કારણ કે મજકુર ચોપડીમાં ભાષણોનોજ રદ છે.

## પણ્ડિત સ્વામી આલારામનું ભાષણ.

**સ્વામી**—હિન્દુ ધર્મ પ્રમાણે ગાયનું રક્ષણ કરવું એ પ્રાચીન કાળથી વેદમાં લખેલું છે કે સ્વર્ગમાં મદદ કરનારને કદી મારવું નહીં. *

**જવાબ**—સ્વામી સાહેબ, પ્રાચીન કાળમાંતો હિન્દુઓ ગાયનું માંસ ખાતા તો શું પણ વેચતા પણ હતા. જુઓ પ્રોફેસર " વીલીસન " સાહેબ ઋગવેદની ટીકામાં લખે છે કે વેદની પાકી ગવાહી આ વાતપર છે, કે વેદના વખતમાં ખુલ્લી રીતે હિન્દુઓ ગાયનું માંસ ખાતા હતા. અને જગ્યાએ જગ્યાએ હિન્દુઓની દુકાનોપર એ માંસ વેચાતું હતું." પણ જો સ્વામી સાહેબને એમ ખટકે કે હમે ખ્રીસ્તીના લખાણને નહીં માનતા તો એનો જવાબ હું "તજબીહુલ બકર" નામની કીતાબથી લખી જણાવું છું કે જુવો તમારા વેદમાં ગૌહત્યા છે. યજુરવેદ આ૦ ૨૪ મા૦ ૨૮ બ્રહસ્પતીને માટે ગાયની કુરબાની કરવી જોઇએ. તથા ઋગવેદ આ૦ ૨ આ૦ ૩ સૂ૦ ૬ માં એ માંસ ખાવાની

---

* આથી જણાયું કે વેદમાં ગાયને મારવાની મનાઇનો હુકમ ગાય શબ્દથી અપાયલો નથી. અને "સ્વર્ગમાં મદદ કરનાર" એથી ગાય સમજવી એ એમની સમજની ખુબી છે. હિન્દુઓના પુસ્તકોમાં ગાયને જુઠ બોલનાર અને તેની સજામાં ધુ ખાતી થવાનું લખાયું છે તે સ્વર્ગમાં મદદ કરનાર કેવી ? ગ્રા૦ મો૦

---

ખુલ્લી રજા છે + અને વેદનું લખાણ (સ્વર્ગમાં મદદ કરનારને કદી મારવું નહીં) થી જેત ગૌરક્ષા સાબેત કરતા હો તો યજુરવેદ તથા ઋગવેદના લખેલા શ્લોક એ વાતને ખોટી પાડે છે. તો સ્વામી સાહેબને જરૂર આ અર્થ કરવા પડશે કે વેદમાં લખેલી ગાય તથા બીજા જાનવરો વગર બીજા કોઇ મદદ કરનારને મારવું નહીં. અને વિદ્વાનોના કાયદા પ્રમાણે કે એક વાત એક જગ્યાથી ખુલ્લી રીતે જણાતી હોય અને બીજી જગ્યાથી ખેંચી ખાંચીને અથવા ઇશારાથી તે વાતને વિરૂદ્ધ જણાતી હોય તો ખુલ્લી વાતપર અમલ કરવો જોઇએ. તો આ કાયદાથી સાફ જણાઈ ગયું કે ગૌહત્યા કરવી જોઇએ કારણ કે એ વીષે તો ખુલ્લું લખાણ છે, ને રક્ષણ માટે તો વિદ્વાન સ્વામી સાહેબ ખેંચી ખાંચીને લાવે છે. અને વેદમાં કેવી રીતે ગૌહત્યા લખેલી છે, એનો સારી રીતે ખુલાસો જોવો હોય તો ગોરજી "આત્મા રામજી" નાગ્રંથ "અજ્ઞાન તિમિર ભાસ્કર"માં જુઓ.

**સ્વામી**—ગાયનું રક્ષણ કરવા ભાગવતમાં લખેલું છે.

**જવાબ**—સ્વામી સાહેબ જ્યારે તમારા વેદમાં ગાય કાપવાનું લખેલું છે, ( એના દાખલા પૂરતી રીતે ગોરજી આત્મારામના ગ્રંથમાં છે) પછી ભાગવતને તમે આર્યા થઇને વધારો અને તે દાખલાને વેદના વિરૂદ્ધ જણાવો એ ઘણું અજબ જેવું છે. હવે તમો ભાગવતથી લખો છો તો જરા મહાભારતના શાન્ત પર્વ ફસલ (૩) માં જોતે તેમાં છે, કે જે જનાવરોના માંસપર વેદ ભણાયું હોયતે પવીત્ર છે. અને તેનો ખાનારો ન ખાનારના બરોબર છે. અને જેપર વેદ ભણાયું નહીં હોય તે દુરસ્ત નથી. શું એ વાત ગૌરક્ષણ કરવાનું કહે છે?

---

+ એ વાતનો ટેકો મનુ. અ. ૫ સ્લો ૩૬થી પણ મળે છે તે આવી રીતે "જે પશુઓનું વેદ મંત્રથી સંસ્કાર નહીં થયો તેનું માંસ બ્રાહ્મણ નહીં ખાય પણ સંસ્કાર થયેલા જાનવરોનું માંસ ખાય" તથા મનુ. આ ૫ સ્લો ૪૪ માં પણ વેદને આધારે માંસ ખાવાની ખુલ્લી રજા છે. ગ્રા૦ મો૦

**સ્વામી**—દૂધ, દહિ વગેરે મનુષ્ય ખોરાક આપણુને ગાય આપે છે ત્યારે તે જાનવરને મારી નાખી આપણા આ કીંમતી ખપને અટકાવ કરવો એ સમજદાર માણુસને છાજતું નથી.

**જવાબ**—દૂધ, દહિ, ઘી, વગેરે માણુસોનો ખોરાક છે. પણુ ગૌરક્ષણુ કરવાથી જેઓ ગઉ પાળતા નહીં તેઓપર એ ખોરાક મળવો કઠણુ થઈ જાય છે અને પાળનાર અને નહીં પાળનાર પર એવો દુષ્ટ કાળ આકે કે ખુદાની પનાહ. કારણુકે ગઉપુકાર વાળાના કહેવાથી કે ગાય જો પાંચ પેઢી રહે તો ૧૫૫૫ ગાય થાય છે, તો જો ગૌરક્ષણુ થાય તો શ્રીમાન સ્વામીના કહેવા પ્રમાણે કે એક કરોડ એંસીલાખ ગાયો હીંદુસ્થાનમાં છે. એને ૧૫૫૫) પર ગુણુશો તો સત્તાવીસ અબજ નવાણું કરોડ થશે. અને જ્યારે પાંચમી પેઢીએ એટલાં જાનવર થશે ત્યારે ૧૫૫૫ ગણો ચારો પણુ જોઈશે. ને જો હાલની જમીનપર ઉગતી ઘાસ કરતાં તે વખત ૫૦ ગણી ઉગે તો પણુ ૧૫૦૦ ગણી ચારાની જરૂરત પડશે તો તેટલો ભાવ પણુ ચઢશે. તે હાલમાં રૂપીઆ દસે હજાર મળે છે તો તે વખત રૂપીઆ પંદર હજારે હજાર મળશે. ત્યારે એકપૂળી રૂપિયા પંદરે પડી. હવે સ્વામી સાહેબથી પૂછું છું કે જે માણુસ રૂા. ૧૫)ની એક પૂળી ખવરાવે તે દૂધ, શેર કેમ વેચશે ? અને ૧૫૦૦) ગણા ચારાની જરૂરતથી જમીનો ખેડાની મુકાય તો દુષ્ટ કાળ આવે. હવે હું આ જગયા વાંચનારથી આશા રાખું છું કે ગૌહત્યાથી જે આ દુઃખ ટળે છે તેને આડે આવનાર તે કમસમજ કે જે ગૌરક્ષણુ કરાવે જેથી આ દુઃખ આવે તે કમસમજ ? બીજું આ દાખલો લખાયલો ફકત ગૌપુકારના લખાણુ પ્રમાણે છે અને એક ગાયની ૧૫૫૫ ગાય પાંચ પેઢીએ થાય એની સાબેતી ગૌપુકારના કર્તાપર છે. અને બીજા દાખલાઓ હમારી ચોપડી જવાબે ગૌરક્ષામાં છે.

**સ્વામી**—ગૌરક્ષણુથી આપણો ખજાનો ભરપૂર હતો તેજ ખજાનો હાલ ગૌભક્ષાથી ખુટી ગયો છે.

**જવાબ**—સ્વામીસાહેબ ! ખજાનાથી શીમતલબ છે? જો એમ કહો કે અનાજ, કે તે પ્રથમ સસતું હતું એટલે આપણો ખજાનો ભરેલો હતો અને મોઘું થવાથી આપણો ખજાનો ખુટી ગયો, તો એ તો ખોટું છે. કારણુકે આગળ જઇને તમે પોતે બતલાવો છો કે અનાજના લાખો જહાઝો હીંદ દેશમાંથી ઇંગ્લાંડ જાય છે ત્યારે ગૌ કાપવાથી શું નુકશાન થયું ? એ તો પારકા મુલ્કમાં આપણા દેશનો અનાજ જાય તેથી મોઘું થયું છે. બીજું દુન્યાના હીસાબ પ્રમાણે કે જો એક શેર અનાજ હોય અને એકજ શેરના ખાનાર હોય તો બરાબર થઈ રહે અથવા કમતી ના ખાનાર હોય તો બચે, તો જુવો કે સુરતના દેશી મીત્ર તા૦ ૨ ફેબરવારી સને ૧૮૮૮માં છપાયું છે કે ૧૮૧૦ના વસતી પત્રકમાં કુલ દુનીયાંના માણુસો અડસેંટ કરોડ વીશ લાખ હતાં ને વરસ સાઠ પછી એટલે ૧૮૭૦ની વસતી પત્રકમાં એક અબજ ઓગણુચાલીસ કરોડ થયાં. તો ઉપલા કાયદા પ્રમાણે જ્યારે એકની જગ્યાએ બે થયાં ત્યારે કેમ મોઘું નહીં થાય ? ત્યારે ગઉહત્યાએ શું નુકશાન કીધું ? હાં આર્યાઓ કંઈ પુનર્જન્મ એટલે (મરા પછી બીજામાં ઘુસવું) જારી કરતા હોય તો એમ થાય ખરૂં કે હમણા ગઉવધ કરવાથી તેનો પવીત્ર આત્મા માણુસમાં ઘુસે છે, તેથી માણુસનો વધારો થાય છે ને આર્યાઓ દુઃખ પડે છે. ને જો ગઉરક્ષાણુ થાય તો એ... આત્મા નીકળીને માણુસમાં નહીં ઘુસે જેથી માણુસનો વધારો નહીં થાય ને સસતું વેચાય ને ખજાનો આર્યાઓનો ભરપુર રહે. તોતો સ્વામી કહી શકે છે કે પ્રથમ હમારો ખજાનો ભરપુર હતો ને હમણા તે ખુટી ગયો. પણુ એ દાખલો તો કહીજ નથી શકતા. અને જો ખજાનાથી કંઈ બીજી મતલબ હોય * તો મેહેરબાની કરી સ્વામી સાહેબ બતાવશે.

---

* અને જો ખજાનાથી મતલબ રૂપીઆ છે તો તેનું ખાલી થવાનું કારણુ તો શ્રીમાન સ્વામી વગેરે પોતાના ભાષણોમાં કહી ગયા છે અને કહે છે કે દર વર્ષ પચાસ કરોડ રૂપીઆ હિંદુસ્થાનથી ઇંગ્લંડ ખેંચાય છે તે છે. ફરી ગઉ હત્યાને શા માટે બદનામ કરો છો. ગ્રા૦ મો૦

**સ્વામી**—ગાયની સંખ્યા ઓછી થવાથી બળદની સંખ્યા નામની થઈ જાય છે, અને બળદ વગર = રાજા પ્રજા ગરીબ અવસ્થામાં આવે છે.

**જવાબ**—મેહેરબાન સ્વામી સાહેબ ગૌવધથી કંઈ ગૌ ઘટતી નથી. એના દાખલા પ્રથમ પણ લખ્યા હતા. પણ એક ટુંકાણથી ફરી પણ જણાવું છું. શ્રીમાન સ્વામીએ મુંબઇમાં પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે દરરોજ હિંદુસ્થાનમાં ૯૦૦૦) ગાયો કપાય છે તો એ હિસાબથી વરસમાં બત્રીસ લાખ ચાળીસ હજાર થઈ. અને એવણે ભાષણમાં બતલાવ્યું હતું કે હિન્દમાં ખેતીમાં આવતાં એક કરોડ એસી લાખ ઢોર છે. તો હું કહું છું કે આટલાં જણ .. પણ હોવાં જોઇએ. ત્યારે તમારા કહેવા પ્રમાણે કે ગાય ૯] માસમાં એક બચ્ચું જણે તો વરસમાં ૧ કરોડ ૮૦ લાખ બચ્ચાં થયાં. હવે આ હીસાબ એક છોકરાને પણ પૂછાશે તો માલમ પડશે કે વરસ દહાડે ૩૨ લાખ ૪૦ હજારનો ખરચ હોય ને એક કરોડ ૮૦ લાખની આવક હોય તો તે કદી ખુટે નહીં. તો શા માટે કહો છો કે બળદની સંખ્યા નામની રહી જાય?

**સ્વામી**—ગાયને માતા સમાન શાસ્ત્રમાં લખી છે, જે સામે કેટલાકો વાંધો દેખાડી કહે છે કે દૂધ દેનાર ભેંસ ને બકરી પણ છે. ત્યારે તે માતા કાં નહીં ગણવી જોઇએ. તો તેવા કમસમજને વિદ્યાના બળથી સમજ આપવી જોઇએ. કે સંસ્કૃતમાં રક્ષણ કરનારનો અર્થ માતા થાય છે.

**જવાબ**—ગાયને જે હીંદુઓના શાસ્ત્રમાં માતા કહેવાઈ છે, તેનું મુળ કારણ એ છે કે હિંદુઓના માનવા પ્રમાણે એના શરીરમાં દેવતા રહે છે. જુઓ આ બધા હિંદુઓ કહે છે કે આપણો રક્ષક એકજ છે તે સાથે માતાઓ ઘણી માને છે. તો જો તમારા કહેવા પ્રમાણે રક્ષણ કરનારને કહેતા હોય તો પછી શા માટે દેવીઓને માતા કહો છો? આથી માલમ પડયું કે માનવાની જણસને તથા પૂજવાની ચીજને માતા કહે છે.

**સ્વામી**—વળી વિદ્વાન ડાકટરોથી સાબેત થયલું છે કે બકરી ૭ મહિને જન્મતી હોવાથી તેનું દૂધ પીનારને હલકું છે અને ભેંસ બાર મહીને માર્ગ ઉપર આવતી હોવાથી તેનું દૂધ ભારી છે પરંતુ સ્ત્રીઓની માફક ગાય નવ મહીને બચ્ચાંનો જન્મ આપતી હોવાથી ગાયનું દૂધ માતાના દૂધ સરખું તંદુરસ્ત અને સ્વાદીષ્ટ છે.

**જવાબ**—હું પુછું છું કે ડાકટર સાહેબથી આ પણ પૂછયું હતું કે દૂધ સર્વેને માફક આવે છે કે કોઇને નુકશાનકારક પણ છે? જો તેવણ કહેતા હોય કે સર્વેને માફક છે, તો એ તો ખોટું છે. કારણ કે ઘણા માણસો અર્ધો સેર કે સેર દૂધ પીએ તો તેને પચતું નથી ને લાગલો કળસીઓ પકડે છે. તેનું કારણ એ છે કે તેને એ દૂધ ભારી પડે છે. ત્યારે તેને ડાકટર સાહેબના કહેવા પ્રમાણે બકરીનું દૂધ હલકું છે તે પીવું જોઇએ. અને ઘણા માણસ ભારે દૂધ પણ હજમ કરી શકે છે ત્યારે તેઓને જોઇએ કે ભેંસનું દૂધ પીએ. કારણ કે ભારી ચીજો હજમ થવાથી સારી થાય છે. ત્યારે ગાયના દૂધનું ઉત્તમપણું શું? ને મારા જોવામાં ઘણી જગ્યાએ બચ્ચાંને બકરીનું દૂધ પીવડાવે છે. કારણ કે બચ્ચાંમાં હજમ કરવાની ગતી થોડી હોય છે. અને ડાકટર સાહેબ કહે છે જે ગાયનું દૂધ માતા જેવું છે, એ તદ્દન ખોટું છે. કારણ કે માનું દૂધ તે કદી તેના છોકરાને ભારી પડતું નથી. ને ગાયનું દૂધ ઘણા છોકરાને સદતું નથી.

**સ્વામી**—કેટલાકો દૂધને ગાયના **લોહીમાંથી**

= જેટલાં જાનવરો વાપરવામાં આવે છે તેમાં નર માદા બંને વપરાય છે. ઉંટ ઊંટણી, ઘોડો ઘોડી હાથી હાથણ તે પ્રમાણે ગાય અને બળદ બંનેથી ખેતી વગેરેનું કામ લેવાવું જોઇએ. કુરઆન સુરા બકર [ગાય] ૨;૭૨ થી ગાયનું ખેતી ખેડવું કોસ ખેંચવું સિધ્ધ થાય છે. તો હાલમાં મુસલમાનો ગાયને જોડતા નથી એ હિન્દુઓની ચાલ પ્રમાણે છે, એ રીવાજ તજવો જોઇએ. ગ્રા૦ મો૦

પેદા થવાનું જણાવે છે. તેઓ પણ તેમ કરવામાં મોટા ભૂલાવો કરે છે. કારણ કે દાખલાથી સાબેત થાય છે કે સોનું પીળું હોય છે અને લોખંડનો ગુણ કાળો છે તેવી રીતે દૂધ જો લોહીમાંથી નીકળતું હોય તો તેનો રંગ સફેદ નહીં પણ લાલ હોવો જોઇએ. વળી લોકોના ભૂલાવાને ખોટો પાડવા બીજો પુરાવો એ પણ છે કે ગાય સઘળું દૂધ દે છે તે જો સઘળું તેનું લોહી હોય તો દશ દીવસ પણ તેટલું લોહી દરરોજ જતાં ગાય જીવવા પામે નહીં. વળી લોહી અને દૂધ સુગંધીથી પણ જુદાં પડે છે.

**જવાબ**—હે સ્વામી સાહેબ, જરા તો ફલસફા અથવા વૈદક જાણો? એમને એમ પોતાનો આભ કેમ ખુવો છો? આ તમારૂં કહેવું કે જો દૂધ લોહીથી બનતું હોત તો લાલ હોવું જોઇએ. તદન ખોટું છે. જુઓ વૈદકના નીયમ પ્રમાણે વીર્ય ( મની ) લોહીથી બને છે, પછી કેમ તેમાં લાલી નથી? અને કેમ એઉ રંગમાં જુદાં છે. એવી રીતે કોલેરામાં જે પાયખાનું થાય છે, તે પણ લોહી પાણી થઈ નીકળે છે. અને ગંધમાં એઉ જુદાં છે અને લાલ હોતું નથી, તથા માણસના શરીરપર જો અગ્નિ પડે તો લાગલો ફોફોલો પડે છે, ને પાણી ભરાઈ આવે છે. પણ એમાં લોહીનો રંગ હોતો નથી. અને લોહીથી બને છે. અને માણસ ઉત્પન્ન થવાનો હાલ કે માના પેટમાં પ્રથમ એક બુન્દ રહે છે પછી રહેતાં રહેતાં તે કેવી હાલતે પહોંચે છે. પછી તમારા કહેવા પ્રમાણે જેથી પેદા થઈ તેવો રંગ અને તેના જેવું વાસવાલું થવું જોઇએ, તો માણસમાં અને વીર્ય [મની]માં તથા એઉના રંગમાં શો સંબંધ છે? બીજું જુઓ કે વૈદકમાં કેટલીક દવાઓ લખાઈ છે કે તેથી લોહી વધે છે, તો હું કહું છું કે દવાના વાપરવાથી તે દવા પેટમાં જઈ લોહી થઇ જતી હશે અથવા તે દવા પેટમાં જઈ સારી રીતે હજમ કરાવે ને એક ગતી પેદા કરતી હશે અને તે ગતીથી હજમ થયલામાં લોહીનો વધારો થતો હશે. પણ એઉ તરેહમાં ખાધેલી દવાને અથવા જે ચીજથી લોહી પેદા થાય છે તેને અને લોહીને કોઇ તરેહનો સંબંધ મળે નહીં. વળી જુઓ કે સોનાની તથા લોખંડની ખાક બનાવ્યાથી તેનો રંગ સફેદ થઈ જાય છે. પછી તમારો કાયદો કયાં રહ્યો? વળી તમે કહો છો કે જો લોહીથી બનતું હોય તો દશ દીવસ પણ ગાય જીવે નહીં એ પણ ખોટું છે. કારણ કે જેટલું નીકળે છે એટલું પાછું પેદા થાય છે. હાં જો જેટલું નીકળે તેટલું પેદા નહીં થવાનું જો કોઈ કહેતું હોય તો તેનાપર તમારી વાત લાગુ પડશે. પણ એવું કહેનાર કોણ હશે? હવે કોણ ભૂલાવામાં તેનો ઇનિસાફ વાંચનારને સોંપીએ છીએ *

**સ્વામી**—ઘાસચારાથી દૂધ પેદા થાય છે. એમ જેઓનું બોલવું છે તે પણ ખરૂં નથી. કારણ એક શેર ચારામાંથી કેટલા શેર દૂધ આપી શકે ત્યારે દૂધ કયાંથી પેદા થાય છે? તેનો સવાલ રહે છે. તેનો ઉત્તર એ છે કે પાણીની રીતીએ ગાય દૂધ આપે છે. જળનો અને દૂધનો સ્વાદ એક સરખો મીઠો છે, તેમ એઉ રંગમાં સફેદ છે.

**જવાબ**—જેવી રીતે સેર ઘાસમાંથી એટલું દૂધ નહીં નીકળે તેવી રીતે સેર પાણીમાંથી પણ એટલું દૂધ નીકળે નહીં. પણ જો કોઈ કહે કે શું ગાય શેરજ પાણી પીયે છે? તો એનો જવાબ એ છે જે શું ગાય સેરજ ચારો ખાય છે? આ જવાબ તો તમારા જવાબની માફક છે. બીજું જો ફક્ત પાણીથીજ દૂધ થતું હોય તો બે ભેંસો કે ગાયો એવી કે બીજી એક કરતાં બેવડું દૂધ દેતી હોય પછી તે એઉને સરખું પાણી માપીને પીવડાવે તો

---

* વળી દૂધને બાળ્યાથી જે વાસ આવે છે તે લોહીના બળતા આવતી વાસના સરખી છે. અને મુસલમાનો કહે છે [કુરઆનને આધારે] કે દૂધ લોહી તથા ચારા ગોવર વચ્ચેથી ઉત્પન્ન થાય છે. લોહી વાળી વસ્તુ વાપરવાથી હિન્દુઓને અટકવું જોઇએ. ગ્રા૦ મો૦

તમારા કહેવા પ્રમાણે બેઉએ સરખું દૂધ દેવું જોઇએ પણ એ તો તદન મુર્ખાઈ છે. કારણ કે જો એમ હોય તો પછી કોઈ ગાય બંગાળી અર્ધો શેરજ દૂધ દેનારી નહોતે. વળી તમારા કાયદા પ્રમાણે કે સોનું તે પીળું ને લોખંડ તે કાળું હોય છે. પાણી અને દૂધના રંગમાં * અને દૂધ અને પાણીના સ્વાદમાં ઘણો ફરક છે. તે વિદ્વાન ઉપર કાંઈ છુપું નથી. વળી ફીલસુફીના કાયદા પ્રમાણે જળ એક તત્ત્વ (અનસર) છે અને વગર મેળવણીનું છે. અને દૂધ ત્રણ ચીજથી મળેલું છે એક ચીકાસ જેને અરબીમાં "દોહનીયત" કહે છે. બીજું પાણી અને ત્રીજો કુચો જે દૂધના ફાડ્યાથી બેઉ માલમ પડે છે. ત્યારે ફક્ત પાણીથી બનવું જેઓ કહેતા હોય તેઓ ધોકામાં છે એવું સાફ જણાઇ ગયું.

**સ્વામી**—"હદીઝ મઝપુરા" નામની મુસલમાની કિતાબમાં લખેલું છે કે ગાયના માંસથી ચેહેરાની નૂરાની ઘટે છે અને દૂધથી નૂરાનીમાં વધારો થાય છે. ત્યારે મુસલમાનભાઇઓને લાજમ છે કે જેથી પોતાને ફાયદો થાય તેને અનુસરી ચાલવું.

**જવાબ**—ન્યાય શાસ્ત્રમાં જણાવ્યું છે કે જે ચીજ દીઠામાં આવે તે પર દાખલો કબુલ થતો નથી. તો હાથ કંગણને આરસી શું? જેઓ કે દરરોજ ગાયનુંજ માંસ ખાનારા છે તેઓના મોંપર કેવી લાલી છે તે હિન્દુસ્તાનમાં રહેનાર પર કંઇ છુપું નથી. તથા યુરોપીયન ઘણું ખરૂં ગાયનુંજ માંસ ખાય છે તેઓને જોઈ લીઓ; વળી શાસ્ત્રના મુકાબલામાં વૈદકના પુસ્તકનો દાખલો કારગર થતો નથી. જુઓ કે મરઘાના માંસમાં અને બોકડાના માંસમાં અગણીત ફાયદા છે અને સ્વાદમાં પણ ભરપૂર છે. ત્યારે બ્રાહ્મણોને જોઇએ કે વૈદકના લખ્યાથી "એમાં ઘણો ફાયદો છે", તેથી ખાવું જોઇએ

* પાણીનો રંગ જે કહયો છે તે સ્વામીજીની સમજ પ્રમાણે કહયો છે નહીં તો પાણીમાં રંગ નથી તે સાફ છે. અને દૂધનો રંગ સફેદ છે. ગુ૦ મો૦

બીજુ ×હું તમને પૂછું છું કે ગાયનું માંસ જે ખાય તે બધાને નુકસાન કરે છે? કે કોઈ કોઇને? જો કહો કે બધાને, તો ખોટું છે. કારણ કે ઘણા માણસો ખાઈ રહ્યા છે અને તેઓને કાંઇ પણ નુકસાન થતું નથી. અને જો કહો કે કોઈ કોઇને, તો હું કહું છું કે હા એ વાત ખરી છે. પણ ગાયનું દૂધ પણ જેઓને સદતું નથી તે જો ખાયા કરે તો જાજરૂ જતાં પરવાર આવે નહીં. પછી ગાયના માંસને કેમ બદનામ કરો છો?

**સ્વામી**—વિદ્વાન શેખસાદી પણ ગાયની વખાણમાં છે.

**જવાબ**—હું પણ વખાણમાં છું કે ગાયના તીકકા, કબાબ, શીખ, ઘણાં સારાં થાય છે. એજ કારણથી સુધરેલા હિન્દુઓ ગાયના કબાબ. સીખને બહુ પસંદ કરે છે, અને ભઠીઆરાને ત્યાંથી ખરીદે છે. વળી બીજી તારીફ એ છે કે જો એનો કલયો દમ દીધો હોય તો ફક્ત તેની ખુશબોથીજ મગન થઈ જાય છે અને ખાધાની તારીફ તો કોની જીભમાં શકિત છે કે પૂરેપુરી બયાન કરી શકે.

**સ્વામી**—કુર્આનમાં ઇશ્વરને રહીમનો મરતબો અપાયો છે. તેનો અર્થ એવો છે કે કુલ દુનિઆનો પાળનાર માલેક રહેમ કરનાર છે. તેમનો ઇશ્વર રહેમ નજરથી જોય ત્યારે મુસલમાનોએ રહેમ નજરનો અનાદર કરવો જોઇએ? કુરઆનમાં બુરાઇ કરનારની ભલાઈ કરવા જણાવેલું છે ત્યારે ભલાઈ કરતી ગાયની રક્ષા તેઓએ કાં નહીં કરવી જોઇએ?

**જવાબ**—વાત તો તમે ઠીક કહી કે કુરઆનમાં રહીમનો મરતબો ખુદા માટે લખાયલો છે. પણ એનો અર્થ એ છે કે ખોટે માર્ગે ચાલનારા તથા ખુદાના હુકમને વિરૂદ્ધ ભાષણ કરનારા તથા ખુદાએ જે ચીજ વાપરવા કહી હોય જેવું કે ગાયનું માંસ તેને વિરૂદ્ધ ઉપદેશ કરનારાને દુની-

× આ દાખલો હિન્દુઓના ચલણ ઉપરથી લખ્યો છે નહીં તો મનુ અ. ૫ માં એને ખાવાનું ખુલ્લું લખેલું છે. ગુ૦ મો૦

થામાં તરત શીક્ષા કરતો નથી. અને સ્વામી સાહેબનું આ કહેવું કે મુસલમાનોને રહેમ નજર થવું જોઇએ એનો શો અર્થ? જો એમ કહો કે દરેક જગ્યા રહમ કરવી જોઇએ, એ તો તદત ખોટું છે. કારણ કે જો દરેક જગ્યા રહમ કરવી હોય તો ફ્રી કોરટો કરવી, અદાલતમાં બેસવું ઘણુ દુષ્ટ થવું જોઇએ. કારણ કે જજમેંટ દેતાં એક માણુસ પર રહેમ થશે અને બીજાપર તકલીફ. પણ જો કોઇને એમ ખટકે કે અદાલતમાં એકપર સજા કરવી તે પણ રહેમ છે. કારણ કે તેથી પણ રઇયત તેને જોઈ બીજું કોઇ તેવું કામ નહી કરે, ત્યારે અદાલતમાં ન્યાદેરમાં પણ રહેમ વિરૂદ્ધ મળે નહિ. તો તેના બોસડ એ છે જે ગાયને કાપવું એ પણ ખુદાની મહેરબાની છે કે તેના બંદા તેનો શુકર કરે તથા જો નહિ કપાય તો કરોડો ગાયો વધી જાય જેથી દુનિયામાં ભારે દુષ્ટકાળ આવી પડે. (એ હું લખી ચુકયો છું) ત્યારે અગર જો જોવામાં ગાયપર તમને જુલમ માલમ પડે છે પણ એના મરાયા પછી લોકોપર આવતી આફ્ત મટી જાય છે,*જેમ કેદીને સજા કીધાથી રઇયતને આરામ થાય છે તેમ. પણ કોઈ બેવકુફ એમ સમજે કે ગાયે કોઇનું નુકસાન કર્યું નથી પછી શા માટે ખુદાએ ગાય કાપવાનું ફરમાવ્યું? તો એનો જવાબ પૂરતી રીતે આ ચોપડીમાં લખી શકતો નથી તોપણ આ સમજવું જોઇએ કે ખુદાએ ગાયને ઘુ ખાનારી તથા વાઘને શા માટે માંસજ ખાનારો પેદા કીધો? જો તમારો જવાબ તે અમારો જવાબ. બીજું આર્યસમાજના કહેવા પ્રમાણે આવાગમન (એટલે મરયા પછી આત્માનું બીજામાં ઘુસવું) થાય છે અને માણસના જેવાં કર્મ તેવો જન્મ મળે છે તે એટલાં સુધી કે કોઈ રાજા બને છે ને કોઈ ભૂંડ ને કોઈ ઝાડબુટી. ત્યારે એઓના કહેવા પ્રમાણે ઝાડ બુટીમાં પણ જીવ છે. ત્યારે શા માટે ભાજીપાલો અને લીલાં ઝાડો કાપો છો? તમને તેપર રહેમ નથી આવતો?

**સ્વામી**—મુસલમાનો "હલાલ" શબ્દમાં મગરૂરી લે છે. તેનો અર્થ શું? ગરદન કાપવી થતો નથી. એક મૌલવીએ તેની મને સમજ આપી છે કે આપણી ચીજ ઉપર દાવો કરવો અને પારકાની ઉપર નહીં. તેને હલાલ કહેવામાં આવે છે. વળી ઓરતની બાબતમાં પણ તે શબ્દ વાપરવામાં આવે છે ત્યારે શું ઓરતોની પણ ગરદન મારવી એવો અર્થ કરવો?

**જવાબ**—હે વિદ્વાન સ્વામી સાહેબ આફરીન તમારી બુદ્ધિપર અને ધન્ય છે તમારા ભાષણપર. પણ સ્વામી સાહેબ તમે આટલું મૌલવી સાહેબથી પૂછ્યું હતું કે હલાલનો આજ અર્થ છે કે કોઇ બીજો પણ અર્થ છે? જુઓ મક્કામાં એક જાતની ક્રિયા છે તે ક્રિયા કરનારને "મોહરેમ" કહે છે અને તે ક્રિયાથી પરાજે થવાથી તેને હલાલ કહે છે. ત્યારે એમાં કોના પર [illegible]વો કરે, તે સ્વામી સાહેબ જરૂર બતલાવશો. ત[illegible]મારા લખ્યા પ્રમાણે કે હલાલનો શબ્દ ઓરત પર વપરાયલો છે. ત્યારે એનો અર્થ એ થયો કે આપણી ઓરતપર દાવો કરવો. પછી જેમ ગાયપર છરી ફેરવવું નહીં સમજાતું તેમ તેની સાથે સૂવું પણ નહીં સમજાતું. ત્યારે શું એવો અર્થ કરવો જોઇએ કે હલાલના શબ્દથી ગાય નહીં કાપો તેમજ પોતાની સ્ત્રી પાસે નહીં સૂવો? એવી સમજને આફરીન કરવું જોઇએ. સ્વામી સાહેબ હલાલનો અર્થ આ પણ છે કે જે ચીજપર હલાલનો શબ્દ વપરાયો હોય તેને શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે વાપરવું. જુઓ એ અર્થ સ્ત્રીપર ને ગાય બેઉપર લાગુ પડે છે. એટલે બેઉને લખ્યા પ્રમાણે વાપરવું. ગાયને ગળે છરી મુકીને ને પોતાની સ્ત્રીને ગળે વળગીને. હવે મને એવું માલમ પડે છે કે જે મૌલવી સાહેબે તમને એ અર્થ બતાવ્યો છે તેવણે તમારી મશકરી કરી છે કે સ્વામી સાહેબ કેથે જઈ આ અર્થ બોલશે તો કોઇને કોઇ

---

* દયાનંદ સરસ્વતી સત્યાર્થ પ્રકાશ છપાયલું સને ૧૮૭૫ના પૃષ્ટ ૩૯૯ માં લખે છે કે પશુઓને મારવામાં થોડું દુખ થાય છે પણ યજ્ઞમાં પશુ અને બેર પશુને ઘણોજ ફાયદો થાય છે. ગુ૦ મો૦

એવણને જવાબ આપશે. વળી હું સ્વામી સાહેબને પૂછું છું કે જે મૌલવી સાહેબે તમને એ અર્થ બતાવ્યો છે તેમને પૂછી જોશો કે કયા પુસ્તકમાં એ અર્થ લખાયલો છે ? પછી મને મહેરબાની કરી ખબર આપશો- બીજું તમે એમ કહો છો કે મુસલમાનો "હલાલ" ના શબ્દપર મગરૂરાઇ લેછે એ તદન ખોટું છે. કારણ કે જો સારી આંખો હોય તો વગર ચસમે અને આંખોમાં બગાડો હોય તો ચશમો લગાડી કુરઆનના પહેલા સીપારાના અરધાપર જોશો * તો માલમ પડશે કે "ખુદા તમને કહે છે, કે ગાય તમો જુબહ કરો" તથા બારમા સિપારામાં અરધાથી થોડું આગળ છે કે "વાછરડો ભુંજાયલો તે (ઇબરાહીમ) લાવ્યો." + તથા સુરેયા સીનના પાંચમાં રૂકુમાં જાનવરો ખાવાનું કહ્યું છે. ÷ બીજું સ્વામી સાહેબ ! જો કુરઆનમાં ગાયના માંસ ખાવા વીષે કાંઇ ન લખાયું નહોતે = તો પણ હમે ખાઇ શકીએ છીએ કારણ કે હઝરત મોહમ્મદ સાહેબે પોતે ખાધું હતું. જુઓ મુસલીમ શરીફમાં છે. અને હમે ખુશીથી કાપી શકીએ છીએ કારણ કે મારાં સાહેબ હજરત મોહમ્મદ ભવીષ્યવાદીએ કાપી હતી. જુઓ "બુખારી" નસાઇ "ઇબ્ને માજા" વગેરેમાં છે. ને જો તમારા સાથી શ્રીમાન સ્વામીની ગવાહી ચાહતા હો તો તેવણ પોતે મુંબાઇ સમાચાર જુન સને ૧૮૮૯માં છપાયલા ભાષણમાં જણાવે છે કે કુરઆનમાં ગાય ખાવું હલાલ તો છે પણ કાંઇ જરૂરી નથી. હવે જો કોઇને એમ ખટકે કે તેવણે તો મુંબાઇ સમાચારમાં આ છપાવ્યું હતું કે કુરઆનમાં બકર, (ગાય) અને મકર (પાખણ) અને શજર [ઝાડ] અને અમર (હુકમ) અને સમર (ફુલ) એ પાંચ ચીજો હરામ છે. એનો ઉત્તર એ છે કે એથી તો તમારા સ્વામી સાહેબની મૂર્ખાઇ જણાઇ છે કે તે પોતે એક વચન કેમ કહે ને એક વચન કેમ. તેમાં મારૂં શું નુકસાન છે. * હાં કોઇ આર્યને સ્વામી તરફથી બુરૂં લાગ્યું હોય તો મેહેરબાની કરી માંદરમાં અથવા કાગળથી આ સાબેત કરે કે ફલાણી જગ્યા કુરઆનમાં મજકુર પાંચ ચીજો હરામ છે.

**સ્વામી**—રોમન કેથોલીક ધર્મમાં ફરમાવેલું છે કે "મારા કામને બીગાડો નહીં" શરાબ અને માંસ ખાતા અટકો. ઇસાઇ ધર્મમાં ખુન નહીં કરવાનું ફરમાવેલું છે. અને છરીથી મારી નાંખવામાં આવે તો તે ફરમાન રહ્યું કયાં !

**જવાબ**—સ્વામી સાહેબ ? જે વિદ્યામાં તમને દખલ નથી તેમાં શા માટે હાથ નાંખો છો ? શું બાઇબલ તમેજ જોયું છે? તથા જે બાઇબલ પ્રોટેસ્ટંટ માને છે તે રોમન કેથોલીક વાળા શું નહીં માનતા? હા આટલું છે કે થોડી વાતોમાં તથા થોડી કિતાબોમાં એ બેઉમાં ફરક છે. હવે જુઓ રોમન કેથોલીક તથા પ્રોટેસ્ટંટ બાઇબલમાં ગોસ ખાવાનું છે કે નહીં ? ઉત્પત્તિ આ૦ ૯ વા૦ ૩ પૃથ્વીપર ચાલનારા હરેક જીવ તમારે સારૂં ખાવાનું થશે જેમ લીલું શાક તેમ સર્વ વસ્તુ મેં તમને આપી છે. તથા એવીજ તરેહ પુનર્નિયમ આ૦ ૧૨ વા૦ ૧૫માં તથા આ૦ ૧૪ વા૦ ૩-૯-૧૧માં છે અને નીરગમન આ૦ ૩૨માં સાફ વાછરડાનું કપાવવું લખેલું છે. અને લેવી આ૦ ૧ વા૦ ૨ માં કુરબાની કરવાનું છે. તથા નવા કરારમાં "પરેરીતોના કૃત્યો" આ૦ ૧૦ વા૦ ૧૨માં પણ ખાવાનું છે એવીજ તરેહ અગણીત જગ્યાએ બાઇબલમાં માંસ ખાવા નું છે. હા જો તમે એમ કહો કે બાઇબલમાં કુકકર ખાવાનું નથી તો તમારી વાત ખરી પડતે. કારણ કે સુવર ખાવું એઓને ત્યાં નથી. જુવો

* સુરા બકર ૨;૬૮ ગુ. મો.

+ સુરા હુદ ૧૧; ૬૯ ગુ. મો.

÷ સુરા યાસીન ૩૬; ૭૧, ૭૨ ગુ. મો.

= "ન લખાયું નહો તે" એટલે કુરઆનમાં કોઈ વસ્તુ વીષે મના થઇ ન હોય તો તે વસ્તુ હદીસથી પણ સિધ્ધ થાય છે ગુ. મો.

* એ તો પેલી કહેવાત વાળું છે કે જુઠ બોલનારને યાદ રહેતું નથી. ગુ. મો.

પુનર્નિયમ આ૦ ૧૪ વા૦) [ને ભુંડ કેમકે તે ખરીએ વીભાગેલો પણ રોમથ (વાગોળ) કરનાર નથી તે તમને અશુદ્ધ તમે તેઓનું માંસ ન ખાવો ને તેઓના મુડદાંઓનો સ્પર્શ નહીં કરો, એટલે હાથ ન લગાડો." વળી "મ.રા કામને નહીં બીગાડો" તેથી જો સ્વામી સાહેબ ગૌવધના વિરૂધ્ધ સાબેત કરતા હોય, કારણ કે ગાયને ખુદાએ પેદા કીધી તેને કાપી નાશ કરે છે. તો ભાજીપાલો પણ નહીં ખાવું જોઇએ. કારણ કે તે પેદા કરે ને આપણે ઉખડી તેનો નાશ કરીએ. પણ જો કોઇ એમ સવાલ કરે કે ભાજીપાલો તો ખુદાએ ખાવા માટે પેદા કીધો છે, તો એનો ઉત્તર એ છે કે ગાયને પણ ખાવાને માટે ઉત્પન્ન કીધી છે. ત્યારે એનો અર્થ એજ થયો કે જે ચીજ મેં પેદા કીધી તેને મારા હુકમ વગર નહીં બીગાડો, પછી એથી ગૌરક્ષા કેમ સાબેત થાય? વળી તમે જે લખો છો કે માંસ તથા શરાબ પીના અટકો. એમાં માંસ ખાના અટકવું એ ખાટું છે. કારણ કે બાઇબલમાં અગણીત જગ્યા માંસ ખાવાનું છે, જેવું કે હું લખી ચુકયો છું. અને શરાબ નહીં પીવો એ ખરી વાત છે. કારણ કે બાઇબલમાં શરાબ હરામ છે. જુવો કરીંથીઓને પહેલું પત્ર આ૦ ૫ વા૦ ૧૧. હવે મેં તમને લખી જણાવ્યું છે કે જો કોઇ ભાઇ કહેવાયલો વ્યભિચારી [ઝાની) કે લોભી કે મૂર્તિ ભગત કે નિન્દક કે છાકટો કે જુલમી હોય તેની સાથે ખાવું પણ નહીં." અને એફીસીઓને પત્ર આ૦ ૫ વ. ૧૮ શરાબ પીને મગ્ન ન થાવો એમાં કુચાલ છે." બીજું સ્વામી સાહેબ કહે છે કે ખુન ન કરવાનો ફરમાન ઇસાઇ ધર્મમાં છે, તેહું કહું છું કે ખુન નહીં કરવાનો હુકમ મુસલમાનીમાં પણ છે. પણ એનો અર્થ આ નથી થતો કે ગાય નહીં મારો. કારણ કે કોઇ માણસ એમ કહે કે અંગ્રેજી રાજ્યમાં ખુનીઓપર ઘણી સખ્તાઇ છે, તો શું તમો એનો અર્થ આ કરશો કે મરઘી બોકડી કાપનારપર ઘણી સખ્તાઇ છે? નહીં નહીં કદી નહીં. ત્યારે મહાવરા પ્રમાણે એનો અર્થ એ છે કે વગર કારણે માણસનું ખુન નહીં કરો અને કારણથી તો માણસનું ખુન કરવું પણ બાઇબલમાં છે કે ખુનને બદલે ખુન. એજ કાયદો કોર્ટમાં પણ જારી છે. વળી ઘણી જગ્યા ધર્મ વાસ્તે પણ બાઇબલમાં મારવાનું છે. જુવો નીરગમન આ૦ ૨૨ વા૦ ૧૦, જે ખુદા વગર બીજા કોઇ માટે કુરબાની કરે તે મરાયો જાય. તથા આ૦ ૩૫ વા૦ ૨ શનીવારે જે કોઇ કંઇ પણ કામ કરે તે મરાય. તથા પુનર્નિયમ આ૦ ૧૭ વા૦ ૨ થી ૮ માં મૂર્તિપૂજક અથવા સૂર્ય અથવા ચંદ્ર પૂજક પુરૂષ હોય કે સ્ત્રી હોય તેને મારી નાંખવાનો હુકમ છે. *

**સ્વામી**—સાતશેરનું ઘી પહેલાં મળતું હતું તેને ઠેકાણે હાલ રૂપિઆનું એક શેર ચરબીવાળું મળે છે.

**જવાબ**—સ્વામી સાહેબ! ઘીમાં કાંઇજ ઘણો ફરક થયો નથિ. જુવો કે હમારા દેશમાં પ્રથમ ૬ શેરનું ઘી વેચાતું હતું એમ સાંભળવામાં આવે છે ને હાલના વખતમાં બશેર કે અઢીશેર વેચાય છે. એટલે ત્રણ કે અઢી ઘણું થયું છે. તેનું કારણ ગાય ભક્ષ નથી. પણ દેશીમીત્રમાં લખાયલા વસ્તીપત્રકના હીસાબે ખાનારા બેવડા વધ્યા અને પ્રથમ કરતાં લોકો હમણાં ઘણું વાપરે છે. અને લાખો મણ દેશાવર ચડે છે. અને જે ઘણો પણ ફરક થયો હોય તોપણ શું થયું એથી ગઉવધની બુરાઇ થઇ શકતી નથી. ફકત મોઘું થવાના કારણ ઉપર બનાવેલાજ છે. અને ગાય કપાયાથી કાંઇ ઘટતી નથી જેનો ખુલાસો હમારી

* ધર્મ સંબંધી લડાઈ વિષે પાદરીઓ હમેશ ઇસ્લામપર બકવો કરે છે તેનો જવાબ તથા પ્રોટેસ્ટન્ટ ટોળાઓએ કેથોલીકવાળાઓ ઉપર કેવો જુલ્મ કર્યો તથા ધર્મ વધારવા ખ્રીસ્તીઓએ કેવો જુલમ કરેલો તે મારી ચોપડી "જેહાદની હકીકત" ગુજરાતી તથા ઈઝહારૂલ હક ગુજરાતીમાં સ્પષ્ટ રીતે લખાયું છે. ગુ. મો.

ચોપડી નામે જવાબે ગૌરક્ષામાં લખાયલો છે. અને ટુંકાણથી હું બતાવી પણ આવ્યો છું. જુઓ કે યુરોપમાં આટલો બધો ખપ હોવાથી કંઈ પણ ઘટી નથી, ને વળી તેઓ તો હજારો પીપો માંસની બાંધેલી મુલકે મુલક ચઢાવે છે.

**સ્વામી**—આપણે સઘળા આ દુનિયામાં એક ઝાઝ ઉપર સ્વાર છીએ. તેને અંટસને લીધે બીજો ડુબાવવાનું કરશે તો સઘળા સાથે ડુબી મરીશું એ નકી માનવું.

**જવાબ**—વાત તો તમે ખરી કહી કે બધા એક ઝાઝપર સવાર છીએ. પણ અંટસ રાખનારા તો હિન્દુઓજ છે. કારણ કે તેઓને લાગે છે કે હાય અમારી માતા કપાય છે. અને કોઈ ગુસ્સાથી કાપતું નથી, સર્વ તીક્કા કબાબ ખાવા તથા ખુદાના હુકમ બજાવી લાવવા કાપે છે. હવે જો તમારી સમજ પ્રમાણે કે ગૌરક્ષાથી દુનિયાને લાભ છે અને એ ન કરવામાં દરિદ્ર વધે છે તો ફકત એ સમજનારા એટલે સઘળા હિંદુઓપર ફરજ છે કે ગૌરક્ષા કરે અને ફકત હીંદુઓ કરી પણ શકે છે કારણ કે જ્યારે હિંદુસ્તાનમાં હિંદુઓની વસ્તી વીસકરોડની છે ત્યારે જો ઘર દીઠ એક ગાય પાળે અને સ્વામી જેવા દરવીશ પાળે પછી જેવું ધારો છો તેમ કરતાં ઠીક તરેહથી ગઉરક્ષા થશે. પછી શા માટે મુસલમાનપર ગઉરક્ષા ફરજ પાડો છો. અને ખોટાખોટા દાખલા બોલો છો? બસ હું આટલા પર ટુંક કરી વિદ્વાનોથી આશા રાખું છું કે લખેલા દાખલાને ખ્યાલ કરી ઇન્સાફ રાખી જુએ. અને ખરા માલમ પડયાથી પોતાની અધર્મી મુકી દીએ. અને કોઇ એમ ખ્યાલમાં નહી રહે કે આવા મોટા પંડીત સ્વામી આલારામ સાહેબના મુકાબલામાં એક અદના માણસે શું જવાબ લખ્યા હશે. કારણ કે હક ધર્માની અંધતત્ર આવે છે તે વખત મોટા ખુણે બેસે છે. અને અદના સત્યપર ચાલનાર સત્યના નુરથી દુનિયાની સેર કરે છે. હે ખુદાનંત તું મારી આ મેહનતને કારગરકર અને તું મારી વિદ્યામાં વધારો કર અને મારા પર તારો ફજલ કર અને હીમાયતે ઇસલામ રાંદેરની ઉમરમાં તું બરકત આપ, અને એને મદદ કરનારાની તું મદદ કર. અને તારા ભવિષ્યવાદી હજરત મોહમ્મદ સાહેબપર તથા તેઓના માર્ગપર ચાલનારાપર જ્યાં સુધી સુરજ ચંદ્ર ચાલું રહે ત્યાંસુધી દરૂદ સલામ મોકલ્યા કર આમીન આમીન.

# સમાપ્ત.

**આ ચોપડી "વૈદ્ય હરગોવીંદ ગીરજાશંકરને જવાબ" સને ૧૩૦૭ હિજરી મુતાબક સને ૧૮૯૦માં ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાહેકે રચી છપાવી પોસ્ટ મારફતે તથા એક મેમણ મિત્રને હાથે ભાવનગરમાં વૈદ્ય હરગોવીંદ ગીરજાશંકરને પોહોંચાડી હતી. તે પછી આ ચોપડીનો જવાબ આજસુધી કોઇએ આપ્યો નથી.**

## ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

સર્વ તારીફ તે ખુદાનેજ માટે છે જેણે આકાશો તથા પૃથ્વી ઉત્પન્ન કીધાં છે. અને તેણે નૂરને તથા અંધારાને પેદા કીધાં છે. હું ગવાહી આપું છું કે તારા વગર પૂજવાલાએક કોઇ મળે નહીં અને તું એકલો છે. તારો કોઇ સાજી મળે નહીં. અને દરૂદ અને સલામ તારા પ્યારા હબીબ મોહમ્મદ સાહેબપર તથા તેવણના સર્વ તાબેદારોપર મોકલ્યા કર.

સાહેબો જ્યારે મારી ચોપડી નામે સ્વામી આલારામને જવાબની છપાઇ હતી તે પછી આસરે દિન દસને બંદે ખુદાની અરજ નામની ચોપડી સુરતથી નાથાભાઇ ભાણાભાઇએ મારાપર મોકલી. તે ચોપડીના પુઠાપર તેવણે ભલામણ કરી કે ઘેર બેસી વાંચતા ના, સર્વ મેમ્બરોને વંચાવજો. તે એવણના લખ્યા મુજબ મેં ઘણાખરા મેમ્બરોને વાંચવા આપી. જેથી તે સર્વ મીત્રોની નજરમાં એમ આવ્યું કે એનો જવાબ પણ કાઢવો જોઇએ. પછી મેં તેઓના ઇરાદા પ્રમાણે ખરી વાત જાહેર કરવા જવાબ લખવા શરૂ કીધો. એ દરમીયાનમાં એક નનામું કાગળ મારાપર પોષ્ટ મારફતે આવ્યું તેનો જવાબ પણ આ ચોપડીમાં છે. આજ પછી નનામા કાગળનો જવાબ લખીશ નહીં. ચોપડી રચાયા પછી બંદે ખુદાની અરજના રચનાર સાહેબનું કાગળ તથા એની નકલ પાંચ પોષ્ટ મારફતે મળી. તેમાં બંદે ખુદાની અરજના કર્તા હરગોવીંદ ગીરજાશંકર સાહેબ મને ભલામણ કરે છે કે જો એમ સામસામાં લખાણ થયા કરશે તો તેનું પરિણામ એજ થશે કે વીના કારણે હિન્દુ અને મુસલમાન વચ્ચે સુલેહનો ભંગ થાય. તેનો જવાબ એકે મેહેરબાની કરી જરા શ્રીમાન સ્વામી તથા આલારામ સ્વામીના ભાષણો જુવો, તથા તમારી બંદે ખુદાની અરજને જુવો. તેઓને તથા તમોને શી જરૂર હતી કે ખોટા ખોટા દાખલા દઇ મુસલમાનોને બેહકાવો ? અને ન ઘટના શબ્દો શા માટે તમો વાપરો ? શું મુસલમાન કોઇ નહીં બોલના હતા તેમાં કે ? હવે આજે સુલેહનો ભંગ નજર આવે છે. જરા આ તો બતાવો કે સુલેહનો ભંગ કરનાર તમારા કહેવા પ્રમાણે પ્રથમ મુસલમાનો છે કે હિન્દુઓ ? હમે તો ફકત હિન્દુઓનો જવાબ દઇ ખરૂં જાહેર કરીએ છીએ.

બંદે ખુદાની અરજમાં પેહેલાં કેટલીક વાતો એવી છે કે તેનો જવાબ હમારી ચોપડીથી મળી શકશે જેથી મેં તે વાતો ચોપડીમાં લખી નથી. ને કુર્આન શરીફની આયતો તથા હદીસો જે તેમાં લખાયલી છે ત્યાંથી તેનો જવાબ આમાં લખાયો છે. પણ જો કોઇને એમ ખટકે કે આગલી વાતોનો જવાબ નહીં દઇ શકાયો તેથી મુકી દીધો છે, તો તેવા સાહેબને જોઇએ કે મારેથી તે વાતોનો ખુલાસો મોઢામોઢ અથવા પોષ્ટ મારફતે કરી લીએ.

એક ચોપડી નામે "હિન્દુસ્તાન અને ગાય" હરગોવીંદ ગીરજાશંકર સાહેબની રચેલી પણ નાથાભાઇ ભાણાભાઇએ સુરતથી મોકલી હતી તેનો જવાબ પણ હમારી ચોપડીથી મળી શકશે તે

છતાં (ઈનશાઅલ્લાહ) એનો જવાબ કાઢીશ* ને તેનું નામ "ગાય અને છરી" રાખીશ.

વાંચનાર સાહેબોથી મારી આટલી અરજ છે કે વ્યાકરણના કાયદાથી અથવા મહાવરાથી મારા લખાણને પકડે નહીં. કારણકે મારે સારી રીતે વાતો બનાવવી મકસુદ મળે નહીં પણ ખરી વાત જાહેર કરવી મતલબ છે. હા, જો કોઈ દાખલો ખોટો લખાયો હોય એમ તમને માલમ પડે તો મને પુછી લેશો. જો મારી ભુલ હશે તો કબુલ કરીશ અથવા તેનો ખુલાશો બતાવીશ.

હરગોવીંદ—આ જગ્યાએ કોઇ એમ કહે કે હમારા પેગંબર સાહેબે ગાયનું ગોસ ખાવાને હુકમ આપેલો છે તો એ માણુસ વગર સમજવે બોલનાર કહેવાય. કારણ કે નબી સાહેબે એક વખત કોરેશીની લડાઈ વખત ત્રણ દિવસ સુધી ફોજને ખોરાક ન મળવાથી ફોજ ભુખે મરવા લાગી, તે વખત હુકમ આપેલો ખરો પણ પોતે નથી ખાધું. અને ત્યારબાદ સાફ હુકમ કર્યો કે ગાયને મારવાવાળો, ફુલદાર ઝાડને કાપવાવાળો, શરાબનો પીવાવાળો, સવારે સુઇ રહેવાવાળો, વરસાદને મના કરવાવાળો, એવા એ કામ કરવાવાળાને મારી બક્ષવામાં નહીં આવે એમ સાફ ફરમાવે છે.

**જવાબ**—આ લખાણ બીલકુલ ખોટું છે. જો અગર સાચા હો તો સનદ સાથે મોતબર કીતાબથી બતાવો. અને તમે એમ કહો છો કે મોહમ્મદ સાહેબે ગાયનું માંસ નહીં ખાધું એ ખોટું છે. જુવો હદીસની કીતાબ મુસલેમ શરીફમાં મોહમ્મદ સાહેબનું ગાયનું ગોશત ખાવાનું લખેલું છે તથા તેવણે કુરબાની પણ ગાયની કીધી હતી. જુઓ બુખારી શરીફ, ઇબને માઝા નસાઈ વિગેરેમાં છે. અને તેવણના સહાબીઓ પણ મોહમ્મદ સાહેબની સામે ગાય કાપતા હતા. જુઓ "મુસલીમ" નસાઈ "ઇબને માઝા" અબુદાઉદ વગેરેમાં છે કે જાબેર સાહેબ કહ્યું છે કે મોહમ્મદ સાહેબને સાથે હમોએ ગાયને કાપી સાત માણસમાં ( એટલે સાત માણસના હીસસામાં ). હવે હું વાંચનાર સાહેબોથી આશા રાખું છું કે તેઓ દાદ દીએ કે જે માણુસ પોતાના ધર્મ પ્રમાણે ખરી વાત કહે તે વગર સમજવે બોલનાર છે કે હરગોવીંદ વિદ્વાન જે લોકોને ધોકો દેવા ખોટા દાખલા દઈ ખરૂં કહેનારને કમ સમજ કહે છે તે કમ સમજ.

હરગોવીંદ—અને વળી કુરઆન શરીફ સુરે-નહલ રૂકુ ૮ આયાત ૬૫માં અલ્લાહતાલા ફરમાવે છે કે "તમારે વાસ્તે ચોપગા જાનવર તે એક શીખામણ અને ચેતવણી છે. જુવો તમને પશુઓના પેટમાંથી ગોબર અને લોહીમાંથી દૂધ મળે છે." હે મીત્રો આ ઉપરથી સાફ જણાય છે કે ખુદાએ ગાય દૂધ પીવા માટે આપી છે ને બળદ બોજો ખેંચવા તથા ખેતીવાડીને માટે પેદા કીધા છે. કાંઇ કાપીને ખાઈ જવા માટે પેદા નથી કીધાં.

**જવાબ**—પ્રથમ હરગોવીંદ સાહેબથી મારો આટલો સવાલ છે કે કુરઆનની બતાવેલી આયાતના કયા શબ્દથી આ મતલબ લખો છે "ને બળદ બોજો ખેંચવા તથા ખેતીવાડીને માટે" આયતમાં તો બળદનું કંઇપણ ઝીકર મળે નહીં. જુવો તમે પોતે તરજુમો પુરો કીધો છે! બીજું તમો લખો છો કે આ ઉપરથી સાફ જણાય છે કે ખુદાએ ગાય દૂધ પીવા માટે આપી છે. તો શું મુસલમાનો દૂધને નાદુરસ્ત સમજે છે કે તમો આ વાત લખો છો! ને જો તમારી આ મતલબ હોય કે ફક્ત દૂધનેજ માટે ગાય ઉત્પન્ન કીધી છે, તો એ ખોટું છે. કારણ કે બતલાવેલી આયતમાં કોઈ શબ્દ એવો નહીં મળે કે તેથી એમ માલમ પડે કે ગાય દૂધનેજ માટે પેદા કીધી છે. અને એક જણુસ એક કામ માટે ઉત્પન્ન

* "હિન્દુસ્થાન અને ગાય"ના પ્રથમ ભાગ બહાર પડયા હતો તે મારાપર આવ્યો હતો અને બીજો ભાગ પ્રગટ થશે એમ તે ચોપડી ઉપર દર્શાવ્યું હતું તેથી તેનો જવાબ બીજા ભાગના પ્રગટ થવા ઉપર રાખ્યો હતો પણ બીજો ભાગ હજુ મારા જોવામાં આવ્યો નથી અને પ્રથમ ભાગના જવાબની અગત્ય નહોતી જેથી તેનો જવાબ લખ્યો નહીં. ગુ. મો.

થઈ હોય. અને પેદા કરનારે એમ કહ્યું નહોય કે મેં ફકત આજ કામ માટે પેદા કીધી છે તો ફરી તેને બીજા કામમાં લેવામાં શો દોષ છે? જુવો આ સર્વ જાણે છે કે ઘોડો સ્વારી માટે ઉત્પન્ન થયો છે છતાં હિન્દુ ધર્મમાં ઘોડાનું માંસ ખાવું દુરસ્ત છે તેના દાખલા રીસાલા "રહનુમા" થી લખી જણાવું છું. કે ઋગવેદમાં અશ્વમેધ (ઘોડાની કુરબાની) કરવાનું એમ લખેલું છે. પ્રથમ ઘોડાને નહવડાવી અગ્નિને આસપાસ ફેરવ્યો, પછી દીવાલના થાંભલા સાથે બાંધીને તેની કુરબાની કીધી" અને રામચંદ્રજીએ પણ ઘોડાને કાપી ખાધો છે.* અને રાજા યુધિષ્ઠિર સાહેબે પોતાનો પાપ બખશાવા ઘોડાની કુરબાની કીધી છે. એ અશ્વમેધનો પૂરો હાલ મહાભારતના અશ્વમેધ પર્વમાં લખેલો છે. હવે વાંચનાર સાહેબોને મારા ઉપલા લખાણને ધ્યાનમાં લીધાથી તથા હરગોવીંદ સાહેબનો લખેલો આયતનો તરજુમો સમજ્યાથી માલમ પડશે કે એ આયતમાં કોઈ તરેહથી ગાયને નહીં ખાવાની જીકર મળે નહીં એમ ખાતરી થશે. વલી એવીજ આયાતમાં માંસ ખાવાનું સાફ લખેલું છે. જુવો સુરે મુમેનુન રકુ ૧ આયત ૨૦ તમારે વાસ્તે ચોપગા જાનવર તે એક શીખામણ છે, પીવડાવીએ છીએ તમોને તેઓના પેટની ચીજોમાંથી, અને તમોને તેથી ઘણો ફાયદો છે અને કેટલાકને તમો ખાવો છો. ( સુરા મુમેનુન ૨૩; ૨૨ )

હરગોવીંદ—વળી જુવો કુરઆને શરીફ સુરા અનઆમ રકુ ૧૭ આયાત ૧૪૬માં અલ્લાહ ફરમાવે છે કે "યાહુદીયો ઉપર અમે હરામ કીધાં હતાં દરેક નખવાળાં જાનવર અને ગાય." આ ઉપરથી સાફ એમ જણાય છે કે ખુદાની મરજી ગાયને કાપવાની નથી.

**જવાબ**—હે હરગોવીંદ સાહેબ! હું એમ જાણતો હતો કે ભાવનગર શેહેરમાં કોઈ હિન્દુ સારી રીતે અરબી જાણનાર નહીં હશે, પણ આખર આપ સાહેબ પ્રકાશ થયા. આફરીન! જુવો સાહેબ હું પૂરી આયતનો તરજુમો કરી બતલાવું છું, જેથી તમારૂં ખરાપણું માલમ પડશે. "યાહુદીયો ઉપર અમે હરામ કીધાં હતાં દરેક નખવાળાં જાનવર અને ગાયથી ને બકરીથી હરામ કીધી તેઓની ચરબી. પણ જે લાગેલી હોય પીઠ પર યા આંતરડીને યા વળગેલી હોય હાડકાં સાથે, એ હમોએ તેઓને શીક્ષા આપી હતી, તેઓની ભુંડાઇને બદલે અને અમે સાચું કહીએ છીએ." હવે આથી તો સાફ જણાઈ ગયું કે યહુદીઓ પર ગાયની અને બકરીની ચરબી તે પણ સઘળી હરામ નહોતી. અને તે પણ તેઓની શરારતથી. પછી કેમ કરીને ખોટા અર્થ કરી લખો છો "અને ગાય"? શું "મીલન બકરે" નો આ અર્થ થાય છે? શું "મીન"નો કાંઇ અર્થ નથી? એ અજબ મુર્ખાઈ છે કે એક શબ્દ કાઢીને તરજુમો કરવો; શું ધોકો દેવું પાપીનું કામ નથી? એ માણસ આગળ મુર્ખ નહીં ગણાય? વળી તમારી બતાવેલી આયતથી તો સાબેત થાય છે કે ગાય કાપોને ખાવો: કારણ કે તેમાં તો છે કે ફકત

---

* રામાયણ અજોધ્યા કાન્ડ સર્ગ પર શ્લો. ૧૦૨ માં આવી રીતે છે "અને તે વેળા તે બે ભાયો (રામ; લક્ષમણ) એ સુવર રીછ પ્રશસત અને મહારાજ ચાર જાતના વન પશુને કે જે ખાવામાં પવિત્ર છે તેને મારીને ખાધાં અને સાંઝને વખતે તેનું માંસ ખાઈ એક ઝાડ નીચે સુતા. વળી અજોધ્યા કાન્ડ સરગ ૫૫ શ્લો ૩૨, ૩૩ માં છે "એક ગાઉ જઈ બંને ભાઇઓએ પવિત્ર હરણને મારી અને જમનાને કીનારે ચાલ્યા ગયા" રામાયણ કીશ્કીંધાકાન્ડ સરગ ૧૭ શ્લો. ૩૯ માં છે "પાંચ તરેહના જાનવરો જે પાંચ આંગલિયો વાળા છે તે ક્ષત્રી તથા બ્રાહ્મણોને ખાવા યોગ્ય છે તેના નામ આ છે ગોટડેઝ, સહઈ, ઘોહ, સસલું અને કછુકમા" એ વગર બીજા ઘણા દાખલા રામાયણમાં છે. અશ્વમેધના જે અર્થ આર્યાઓ કરે છે તેનું પોળ તેવું હોય તો પુત્ર પ્રાપ્ત થવા માટે રાજા દશરથના અશ્વમેધ કરવાના હાલ અને તેમની સ્ત્રીનું તેને કાપવું રામાયણમાં ખુલ્લું લખાયું છે તેથી ખાતરી થશે કે અશ્વમેધની મતલબ ઘોડો કાપવાજ છે. એ વિશે વાંચો મુંબઈ સમાચાર તા. ૮મી સપટેમબર સંન ૧૮૯૪ ના પૃષ્ઠ ૭ કા. ૧, ૨. ગુ. મા.

થોડી ચરબીની મના કીધી હતી. અને જે ચરબી કે પીઠને લાગેલી હોય અથવા આંતરડીને કે હાડકા સાથે વળગી હોય તે તો ખાવાની રજા છે. વળી ઉપર મના કીધેલી ચરબી પણ મુસલમાનોને ખાવી દુરૂસ્ત છે. કારણ કે એ હરામ થવાનું કારણ તો તેઓની શરારત હતી, પછી કેમ કરી મુસલમાનો પર હરામ થાય ?

**હરગોવીંદ**—આ જગોએ કોઈ એમ કહે કે એ હુકમ તો યાહુદી લોકોને વાસ્તે છે, તો એ સાહેબને મારી એટલીજ અરજ છે કે ગાયને ન મારવી એવો તો ખુદાનો હુકમ અને તે પણ કુરઆન શરીફમાં છે એને કેમ ન માનવો જોઇએ?

**જવાબ**—કોણ કહે છે કે કુરઆનમાં ગાય ખાવું યાહુદીઓ માટે હરામ છે ! જે આયત તમે લખી તેથી તો તમારો ધોકો આપવો સાબેત થયો. અને વળી તે આયતથી તો ગાય ખાવું સાબેત થાય છે જેવું કે હું લખી ચુકયો છું. જરા વિચારીને ફરીથી જુવો.

**હરગોવીંદ**—તમે કેવા ભુલાવામાં પડેલા છો એ તો જરા તપાસો અને આ હદીસે શરીફ પર નજર તો નાંખો? થોડી મેહેરબાની ઘણી ઇબાતદથી બેહતર છે.

**જવાબ**—મેહેરબાન ! ભુલાવામાં તો હિન્દુઓ છે કે તેઓના ધર્મમાં ગાયનું માંસ ખાવાનું લખાયા છતાં નહીં ખાતા. જુઓ હું તજબીહુલ બકર" નામની ચોપડીથી લખી જણાવું છું. ઋગવેદ મં. ૬ સૂ૦ ૧૬ ગાયનું માંસ ઘણો સારો ખોરાક છે.+ યજુર્વેદ આ. ૨૪ મા. ૨૮ બ્રહસ્પતીને માટે ગાયની કુરબાની કરવી જોઇએ. મનશીયા પુરાણ છપાયલું સને ૧૮૬૩માં પૃષ્ટ ૩૩૪ કૌશિક મણીના સાત છોકરાઓએ એક માણસની ગાય ખાઈ જવાથી છુટકારો પામ્યા. હવે હું વાંચનાર સાહેબથી અરજ કરૂં છું કે જ્યારે હિન્દુ ધર્મ પ્રમાણે પારકાની ગાય ખાવાથી છુટકારો થયલો લખેલો છે, ત્યારે બાપડા મુસલમાન પોતાની પાક કમાઇથી એક ગાય ખરીદી સાત માણસ ભાગ થઈ ખાય પછી કેમ તેઓનો છુટકારો નહીં થાય ? હવે જે માણસ પોતાના ધર્મ પર નહીં ચાલે અને છુટકારાનું કામ ( ગાય કાપવી) નહીં પસંદ કરે તે ભૂલાવામાં કે જે માણસ પોતાના ધર્મપર ચાલે અને છુટકારાનું કામ કરે તે ભૂલાવામાં ? તમો હદીસ લખો છો કે થોડી મેહેરબાની ઘણી ઇબાદતથી બેહતર છે. એની આ મતલબ નથી કે ગાય આપણને દૂધ દીએ અને ખાસ હિન્દુ અને પારસીઓને મૂત્ર દીએ તેથી એને ન મારવી ? કારણ કે " મનુ " ના શાસ્તરમાં લખાયલું છે કે સાગ પાંતમાં પણ જીવ છે. અને તેઓને દુઃખ સુખ થાય છે ત્યારે કોથમીર કે મેથીનું સાક વગેરે નહીં ખાવું જોઇએ. કારણ કે કોથમીરથી આપણને ઘાણું મળે છે અને મેથીના સાકથી મેથી. ત્યારે એ આપણે સાથ ભલાઈ કરે ને આપણે ઉબેડી દુઃખ આપીએ. ત્યારે હરગોવીંદ સાહેબ ? એનો આ અર્થ છે કે જે જગ્યા મેહેરબાની કરવાની છે ત્યાં મેહેરબાની કરવામાં ગુણ છે. તો જ્યારે કુરઆનમાં ગાય કાપવાનું—સુરે બદ ૩૬ ? "વાજીડો ભુંજાયલો તે (ઇબ્રાહીમ) લાવ્યો"—લખેલું છે ત્યારે એ જગ્યા રહમ કરવામાં સાર નથી. પણ 'બિસમિલ્લાહ;' બોલી છરો મુકવામાં સાર છે.

**હરગોવીંદ**—અરે મારા પ્યારા મુસલમાન ભાઇઓ જરા તમારા મજહબની કીતાબો વાંચો જેથી માલુમ પડશે કે ગાયનું રક્ષણ કરવું એ અસલ ધર્મ કોનો છે. કારણ કે જો મજહબે ઇસલામમાં ગાયની ઇજ્જત ન હોત તો કુરઆને શરીફમાં પેહેલોજ સુરાબકર (ગાય) શું કરવાને લખેલો હોય.

**જવાબ**—હે મારા વિદ્વાન હિન્દુ ભાઇઓ? ગાયનું રક્ષણ કરવું એ અસલ ધર્મ હમારો પણ નથી, જેવું કે હું લખી ચુકયો છું તેમ તમારો

---

+ અથર્વવેદ અ૦ ૯ વ૦ ૬ કાંડકા ૪ મ૦ ૩૯ ગાયનું દૂધ તથા માંસ ઘણા સ્વાદિષ્ટ છે. ગુ. મો.

પણ નથી. જુઓ મુંબાઈ સમાચાર તા૦ ૨ ઓગષ્ટ સને ૧૮૮૯ માં છે કે કલકત્તાની કોર્ટમાં એક વિદ્વાન પંડીતને ગાયનું માંસ ન ખાવા વીષે શાસ્ત્રથી દાખલો કોઇએ માંગ્યો. તેના જવાબમાં વિદ્વાન પંડીત સાહેબે જણાવ્યું કે પ્રાચીન કાળમાં લોકો ગાયનું માંસ ખાતા હતા. હે મારા પ્યારા દોસ્તો! જ્યારે પ્રાચીન કાળમાં ગઉવધ કરતા હતા ત્યારે આ "નેમત" ને શા સારૂં મુકો છો. વળી તમારી બનાવેલી સુરા રકુ ૭માં ખુદા તાલા ફરમાવે છે "ગાય [illegible] જુબહ કરો." ત્યારે આથી એમ સિધ્ધ થાય છે કે ગાયને કાપવું ઘણું સારૂં કામ છે જેથી કરી કુરઆનમાં પેહેલી સુરાબકર (ગાય) લખાઈ છે. હવે પછી હું હરગોવીંદ સાહેબને મેહેરબાનીની રૂએ સમજાવું છું કે એવા ધોકા દેવા મુકી દીઓ, એટલુંજ નહીં પણ ખરે માર્ગે ચાલનારા થઈ જાઓ.

હરગોવીંદ—જુઓ કલામે શરીફમાં સુરા રાદ રકુ બીજે આયત ૨૫મી માં અલ્લાહ ફરમાવે છે કે "જે લોકો બુરાઇને બદલે ભલાઈ કરે છે તેને વાસ્તે બેહશતમાંજ જગો છે." અરે મારા પ્યાર મહમદીયન ભાઇયો તમારા દિલમાં ભલાઇને બદલે બુરાઈ ક્યાંથી પેશી ગઈ.

**જવાબ**—એ વાતપર હમે અમલ કરીએ છીએ. જુવો કે તમો ખોટા દાખલા દઈ લોકોને ધોકો આપો છો! તેને બદલે હમો તમો સાથે એહસાન કરી તમારી ભૂલો બતાવીએ છીએ. તથા તમોને નસીહત કરીએ છીએ કે અવાર પછી એવા ધોકા નજ દો અને ગાય કંઇ આપણા પર એહસાન કરતી નથી. × કારણ કે ગાયનો એમાં કંઈ અખતયાર મળે નહીં. ફકત ખુદા તઆલા તેના ફજલો કરમથી એ નેમત આપણને દે છે. ત્યારે શું તેના કહેવા પ્રમાણે તેના નામ પર ગાય જુબહ કરવી સારૂં નથી? પણ હું હેરતમાં છું કે હિન્દુ ભાઇયો અકલવાળા, વિદ્યાવાળા થઇને ફરી ગાયને લીધે માણસને મારવા કેમ તૈયાર થાય છે? ને તે પોતાના ધર્મ પ્રમાણે (ગાયને કાપો) ચાલતા નથી, એનું શું કારણ છે?

હરગોવીંદ—આ બધી બીના વાંચી જોવાથી આપની ખાતરજમા થશે કે મજહબે ઇસિલામમાં ગાયનું ગોસત ખાવું એ કાંઈ સવાબમાં નથી, બલકે કેટલીક રીતે જોતાં ગુનાહભરેલું છે.

**જવાબ**—લખેલી બીનાથી માલમ પડ્યું કે તમો ધોકો દેનાર છો. જો તમોને મારા લખાણમાં શક હોય તો મેહેરબાની કરી તમારા બનાવેલા મૌલવીઓને લાવો કે કુરઆનમાં કયી જગ્યા હરામ છે. અને તમોપર તો જરૂર છે કે તે મૌલવીઓને લાવો. ને વળી તમારી મંડળીમાં તો હજારો રૂપીયા જમા છે તે છતાં નહીં બોલાવો તો તમારી મરજી. પણ હું આ ચોપડીમાં એકરાર કરૂં છું કે જો તે મૌલવીઓ આવી કુરઆનથી ગાય નહીં ખાવું સાબેત કરે તો હું તેઓના આવવા જવાનો ખરચો આપીશ. ને વળી ગઉરક્ષણ મંડળી તરફથી હું ભાષણ કરનારો થઇશ. ખરા રૂપીયાવાળાને ધાસ્તી રહેતી નથી, પણ "ચોરના પગ પાછળ હોય છે" એમાં કશો શક નહીં. જો તમો ખરા છો તો ઉપલા મારા લખાણને ધ્યાનમાં લાવી મૌલવીઓના બોલાવવાની ફીકરમાં રહો.

હરગોવીંદ—આપ જાણતા હશો કે કેટલાક આપ મતલબી લોકો પોતાના ફાયદા વાસ્તે અથવા એવાજ બીજા કાંઈ સબબથી ધર્મની બાબતમાં ફેરફાર કરી નાંખે છે. જેમ હિન્દુ લોકોમાં

---

× જે જાનવર બચ્ચું જાણે છે તેના બચ્ચાના પોષણ માટે તેના થાનમાં દૂધ ઉત્પન્ન થાય છે. તો જો ગાય કે ભેંસમાં તેઓનો અખત્યાર હોત તો તે પોતાના બચ્ચાંને મુકી તમને શા માટે દુધ આપતે. રહમ નજર રાખનાર શ્રાવકો અને હરગોવીંદ વગેરેને જાણ્યે કે દુધ ખાય નહીં કારણ કે તે તેના બચ્ચાનું હક છે. વળી તે લોહીથી ઉત્પન્ન થાય છે તેનો વિચાર નહીં કરીએ તો પણ તે દુધ હાડકાં અને માંસને લાગીને આવે છે તે તો ખાવું તમને દુરસ્ત નથી. હિન્દુઓની સમજ પ્રમાણે આ મેં લખ્યું છે. ગુ. મો.

એકે બુતપરસ્તી દાખલ કરી× ત્યારે બીજાએ ધર્મને નામે શરાબ પીવો તથા જનાકારી કરવાનું દાખલ કરી ઘણા લોકોને ફસાવી માર્યા છે. એમ આપના પાક મજહબમાં પણ ઘોંટાલો થયો હોય એમ લાગે છે.

**જવાબ**—હે મારા પરવરદીગાર? તારી અજબ કુદરત છે કે તારા પાક દીનને આડે આવનારના ઘોંટાલા તેઓના મોંથી પ્રગટ કરાવે છે. હરગોવીંદ સાહેબ ! જરા સંભાળી બોલો. "નિયોગ" (એટલે નપુત્રો પોતાની સ્ત્રી બીજાને પાસે ભુંડા કર્મ માટે મોકલે.) તે માટે તો તમારા ગુરૂ દયાનંદ સરસ્વતી સાહેબે આર્યાઓને ઘણી ભલામણ કીધી છે કે નપુત્ર નહીં મરતા કોઇને ત્યાં તમારી સ્ત્રીઓને મોકલશો. * અને સુરતના એક આર્યાએ કબુલ પણ કીધેલું કે આપણી સ્ત્રીને કોઈ દોસ્તદાર પાસે મોકલી તો તેમાં શું નુકશાન છે? ત્યારે આથી તો એમ થયું કે જનાકારી કરવાનો ઘોંટાલો તમારા સરદાર દયાનંદજીએ કીધો છે. ને તેવણે વેદને નામે લોકોને બેહકાવ્યા છે. ને એજ કારણથી કોઈ દયાનંદી પોતાની સ્ત્રીને કોઈ પાસે મોકલતો નથી. જો દયાનંદ મહારાજની વાત પર એવણને અકીદો હોત તો જરૂર એ કામ કરતે. પણ હરગોવીંદ જેવા આર્યા હવે તેવણની વાતને ઘોંટાલો સમજવા લાગ્યા છે. મને આ જગાએ એક શક છે તે એ કે [illegible]ાથીઓમાં રાજા પાંડવ તથા એવણના બે ભાઇના પેદા થવાના હાલથી તથા એવણના પાંચ છોકરા અરજુન વગેરેના હાલથી તો માલમ પડે છે કે પ્રથમના હિંદુઓ પોતાની સ્ત્રીને બીજા પાસે મોકલતા જેમકે દયાનંદ મહારાજ પણ એવો ઉપદેશ કરતા હતા. અને વેદનો એક દાખલો "સુરમયે યશમે આરયામાં (આ કીતાબને જે આર્યો રદ કરે તેને રૂા. ૬૦૦નું ઇનામ તેના કર્ત્તાએ આપવાનું છપાવ્યું છે) છે કે જે બ્રાહ્મણી જીના કરાવે તેને મર્યા પછી ગાયનો અવતાર લેવો પડે છે. આથી તો જણાય છે કે સ્ત્રી પોતાના ધણી વગર બીજા પાસે ન જાય. આ શકનો જવાબ મારી સમજ પ્રમાણે મને એમ સુજે છે કે છોકરાને લીધે ધણીના કહેવાથી જો સ્ત્રી પારકા પાસે જાય તો હિન્દુ ધર્મના પાક કાયદા પ્રમાણે કંઇ દોષ નથી. ને જો પોતાના ધણીની વગર રજાએ જાય અથવા રંડાયલી હોય ને જાય તેને માટે ગાયના અવતાર લેવાની સજા છે. હવે જોઇએ દીયાનંદીઓ મારા શકનો શું જવાબ દે છે. વળી ઉપલી વાતથી આ પણ સમજાય છે કે ગાયને પૂજવી તો શું પણ તેને જોઇને મોહ ફેરવવું જોઇએ. અને મુસલમાનોનો ઉપકાર માનવો જોઇએ કે બીચારી બ્રાહ્મણીયોને આ શિક્ષાથી છરી મુકી છોડવે છે. હરગોવીંદ સાહેબ ! તમો પોતે એકરાર કરો છો કે હિન્દુ ધર્મમાં સાફ ઘોંટાલો થયેલો છે. પણ તેવી તરેહ કુરઆનને સમજશો નહી, એમાં તો ગાય ખાવાનું લખેલું છે. બલકે મક્કા શરીફના મુર્તીપૂજકો પણ ગાયનું

---

× બંદગી અને ઈબાદત ખોદા સિવાય કોઇની દુરૂસ્ત નથી. અને ખોદા સિવાય કોઈની પૂજા કરવી અને મૂર્તી પુજા બંને સરખી છે. પણ આર્યાઓના માનેલા પુસ્તકોમાં ખોદા સિવાય બીજાની પૂજાના ઘણા દાખલા છે મનુ અ. ૨ શો. ૧૮૧ ના તરજુમો આર્યાઓના વડો સ્વામી દર્શનાનંદજી આવી રીતે કરે છે. "જો સ્વપ્નામાં વગર ઈચ્છાએ વીર્ય નીકળે તો નાહાયને સુર્યની પુજા કરીને આ મંત્રનો ત્રણવાર જપ કરે" સામ વેદની શરૂમાંજ અગ્નિ પૂજાનું બયાન છે. જે વિષે મેં વધુ લખાણ "સત્યાર્થ પ્રકાશનું ખંડન" ભાગ ૧લો પૃષ્ટ ૪૨, ૪૩માં કર્યું છે. હોમ તે અગ્નિની પૂજા તથા ઇંદ્ર દેવતાની પૂજાજ છે એ વિષે આર્યાઓથી કદી સાચું પણ કહેવાય જાય છે. સુરત દેશી મિત્ર તા. ૨૧-૬-૦ ના પૃષ્ટ ૧૦-૧૨ ના ભાષણમાં મી૦ તિલકચંદ તારાચંદ આર્યા ઇંદ્ર દેવતા માટે અગ્નિના હોમ કરવાની આજ્ઞા કરે છે. ગુ. મો.

* મનું આ. ૯ શ્લો ૬૦ વિધવાની સાથે નિયોગ કરનાર બદનને ઘી લગાડી ચુપ રહીને સમ્ભોગ કરી એક છોકરૂં ઉત્પન્ન કરે બીજું કદી કરે નહીં. આથી જણાય છે કે વિધવા માટે એક બાળક થાય ત્યાં સુધીનો હુકમ આપે છે પણ દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૧૦૫ માં વિધવા વગેરેપર દયા ખાય પારકા પુરૂશો સાથે ૧૦ બચ્ચાં થાય ત્યાં સુધી અનેક પુરૂશોથી નિયોગ દુરસ્ત રાખે છે. વિધવાને પુનરવિવાહમાં એક પુરૂષ મળે પણ દયાનંદી નિયોગથી ઘણા પુરૂષો મળે, એ કેવી મજાની આજ્ઞા છે ! શાબાશ. ગુ. મો.

માંસ ખાતા હતા. તે પણ કુરઆન શરીફથી જણાય છે. અને તમો કહો છો કે અરબસ્તાન તથા ઈરાનમાં ગાયનું માંસ નથી ખાતા એ તદ્દન ખોટું છે. એ સર્વ જગામાં ગાય ખવાય છે. પણ એટલું કે તે મુલકમાં બીજા મુલકો કરતાં થોડું કાપે છે ને તેની જગા ઊંટો અને દુમબા વાપરે છે. તેનું કારણ એટલુંજ કે તે મુલકમાં ગાય બહુ થોડી છે અને ઊંટને દુમબા ઘણા છે. જેવું કે આપણા મુલકમાં કમી કદાચ ઊંટ કપાય છે.

હરગોવીંદ—કલામે શરીફના ખુલાસામાં અબદુલ કાદેર દેહલવી લખે છે તે કોઈ નેક દાનતના અને પાક દિલના તેમજ ઇલમમાં પુરા હોય તેવા આલમા પાસેથી બરાબર તપાસ કરાવી વ્યાજબી લાગે તે રસતો અખત્યાર કરવો (પુરે મુબી).

**જવાબ**—હું પણ બંદે ખુદા સાહેબના લખાણને મળતો થઇ મુસલમાનોને અરજ કરૂં છું કે બતલાવેલા તરજુમાને* વિચાર કરી વાંચશો અને કોઈ સારા માણસને શક હોય તો પુછી લેશો. પણ પરી આયતનો તરજુમો જોશો. અને કોઈ નામનો મૌલવી ગઉરક્ષા મંડળીનો પગાર ખાનાર ગાયનું ગોશ્ત ખાવાનું ના કહે તો મારે પાસે મોકલશો. ને જો તે કુરઆનથી ગાય નહીં ખાવું સાબેત કરશે તો હું તેના આવવા જવાનો ખરચો આપીશ. અને હિન્દુઓને પણ ભલામણ કરૂં છું કે કોઈ વિદ્યામાં પરા પંડીતથી પુછી જોશો કે પુરાતન કાળમાં ગઉવધ કરતા હતા કે નહી. પછી જે જવાબ આપે તેપર અમલ કરશો. હમારૂં કામ તો માત્ર સમજાવવું છે. વાપરવું તમારે અખતયાર છે.

હવે હું એક પત્રનો જવાબ (એ પત્ર નનામુ કોઈ ગઉરક્ષકે મોકલ્યું છે) લખી જણાવું છું, જેથી તમોને પત્ર લખનારની સમજપર આફરીન લાગશે અને પત્ર લખનારને સંતોષ થશે.

**નનામો**—પાને ૮ મે તમો લખો છો કે અમે કુરઆનમાં લખેલું નહોય તોપણ ખાઈ શકીએ છીએ કારણ કે મારા સાહેબ હજરત મોહમ્મદે ખાધી હતી. હવે આપર જરા ધ્યાન કરો કે પેહેલાં તમે નમારૂં કુરઆન ગણતા નથી એમ અમને લાગેછે.

**જવાબ**—નનામા સાહેબ! પાને ૮મે મેં લખ્યું તેને સમજો. પછી મારા પર સવાલ કરો. જુવો તે જગાએ એમ લખેલું છે. "જો અગર કુરઆનમાં ખાવા વીશે કાંઈ ન લખાયું નહોત તોપણ હમે ખાઈ શકીએ છીએ." એથી અકલના ભરપૂર એમ સમજે છે કે કુરઆનમાં ગાય ખાવાની ના છે તે છતાં હું ખાવાનું કહું છું. વિદ્વાન સાહેબ! હું એજ પાનામાં તો લખી ચુકયો છું કે કુરઆનમાં ફલાણી ફલાણી જગ્યાએ ખાવાનું લખેલું છે પછી જરા મારા લખેલા શબ્દ "જો" પર ધ્યાન કરતે ફરી "ન લખાયું ન હોત" ના ડબલ "ન" પર ચિન લગાડતે× પછી મારા પર પત્ર લખતે.

**નનામો**-વળી એક ઠેકાણે "મહમદ" ને એક ઠેકાણે મહમમ એજ તમને બતાવે છે, કે તમે ખોટું લખો છો.

**જવાબ**—ડુબતો માણસ ફીણને પકડે છે. મેહેરબાન વિદ્વાન! ટાઇપ ગોઠવનારાએ "દ" ની જગા "મ" મુકયો તેથી મારા લખાણની ગલતી જાણો ને મારાપર સવાલ કરો એ ઘણું અજબ જેવું છે. શું બંદે ખુદાની છપાવેલી ચોપડીમાં ટાઇપની ભુલ નથી? શું મારા લખેલા પત્રમાં ભુલ નથી? મેહેરબાન! ભુલ તે કહાડવી કે દાખલો કેથે તુટતો હોય અથવા જુઠું લખાણ હોય.

**નનામો**—બાઇબલમાં માંસ ખાવાનું લખેલું છે. પણ પીતરને કહ્યું છે સઘળા ખ્રીસ્તિઓને કહ્યું નથી.

**જવાબ**—શું પ્રેરિતોના કૃત્ય આ ૧૦ કલમ ૧૨-૧૩માં પીતરને ખાવાનું લખેલું છે તેથી પીતરને માનનારા પર તે ખાવું હરામ થાય? એવી તમારી સમજ છે. હું તો કહું છું કે બાઇબલમાં અગણીત જગ્યા ગાયનું માંસ ખાવાનુંછે ને પીતરનું

* આ તરજુમો ઉર્દુ ભાષા અને ગુજરાતી અક્ષરમાં બહાર પડ્યો છે. કી. ક્રી. પ. ગુ. મો.

× એટલે એક બીજાના વાપરવા વિષે કુરઆનમાં મના થઇ ન હોઈ તે કામના આધાર હદીસથી પણ લેવાય છે. ગુ. મો.

તો નામ પણ નથી. જુઓ કે નાથાભાઈ ભાણાભાઈ સુરતવાળાએ મને ભલામણ કીધી કે પુરાણી તવારીખ વાંચો જેથી મેં બાઈબલનું ૧લું રાજ્ય પુસ્તકને વાંચ્યું તેના આ૦ ૮ ક૦ ૬૩ માં છે કે સુલેમાને ૨૨૦૦૦ બળદની કુરબાની કીધી. વળી બાઈબલના દાખલા ગાય ખાવા માટે મારે આપવા નહોતા પણ સ્વામી સાહેબ કહેતા હતા કે ખ્રસ્તીઓનાં ધર્મમા નથી, તેના જવાબમાં મેં બાઈબલના દાખલા લખેલા છે. હવે એ કલમો બાઈબલની ખોટી હોય અથવા ખરી હોય મારૂં તેમાં શું? એઓના ધર્મ શાસ્ત્રમાં છે. પછી કેમ ના કહો છો કે નથી !

**નનામો**—વળી કહો છો કે કુરઆનમાં ન લખેલું હોય તો ખાઈએ છીએ ( આ વાતનો જવાબ આગલ આપી ચુકયો છું ) અને કહો છો કે મહમદ (સાહેબે) ખાધું તેથી ખાઈએ છીએ. ત્યારે તેણે જેવા ચમત્કારો કીધા તેવા તમે કરો ને ખાવો. કારણ કે તે દેવ અને તમે માણસ. માટે સાંબાની સાથે ઠુંકો જાય તો મરે નહીં તો માંદો થાય એવું થયું.

**જવાબ**—મુસલમાનો મોહમ્મદ સાહેબને "પેગમ્બર" કરી માને છે અને જેટલા પેગમ્બર દુન્યામાં થયા છે, બધા માણસજ હતા પછી તમે કયા મુસલમાનથી શીખી આવ્યા કે મોહમ્મદ સાહેબ દેવ હતા? વળી મુસલમાની ધર્મનો કાયદો છે કે જો (જરા શબ્દ "જો" પર ખયાલ રાખશો) કુરઆનમાં કોઇ હુકમ નહોય (એટલે તે વિષે ના કે હા કંઇ લખાયું નહોય) ને મોહમ્મદ સાહેબે તે હુકમ ફરમાવ્યો હોય અથવા તે કામ કીધું હોય અથવા તેવણની સામે કોઇએ કીધું હોય ને તેવણે જોઇ ના પાડયું ન હોય તે કામ હમે કરી શકીએ છીએ. ત્યારે એ કાયદા પ્રમાણે મેં લખ્યું છે કે જો કુરઆનમાં લખાયું ન હોત તો પણ હમે ખાઈ શકીએ છીએ. વળી તમો લખો છો કે મોહમ્મદ સાહેબ જેવા ચમત્કાર બતલાવો પછી ખાવો. તો શું મુસલમાનો એમ માને છે કે જે જાનવરનું માંસ હજરત મોહમ્મદ સાહેબ ખાતા પાછું તેને જીવતું કર્યા કરતા? અને તમે લખો છો કે "સાંબાની સાથે ઠુંકો જાય તો મરે નહીં તો માંદો થાય" શું તેની આ મતલબ છે કે પોતાના શાસ્ત્રના કાયદા પ્રમાણે પોતાના ધર્મ ગુરૂની ચાલ ચાલે તે એમાં દાખલ થાય? કદી નહીં નહીં તો પછી તમારે આર્યા થવું પણ ખોટું છે. એવીજ તરેહ એ કાયદાપર ઘણીજ ખરાબી છે જે વિદ્વાનપર કાંઈ છુંપી નથી. પણ એની મતલબ આ છે કે પોતાની શકિતથી વધારે કોઈનું જોડ કરવા જાય તો મરે નહીં તો માંદો થાય. જેવું કે આપ સાહેબ કે વગર ભંડોલે જવાબ લખવા ચાલ્યા તો લોકો આગળ ફજેતી હાથે કરીને કીધી. પણ હવે હું તમારા ભલાને માટે કહું છું કે તમો માંસ ખાવ. અને આ ધોકામાં નહીં રહો કે પ્રથમના લોકો કાપી ખાઈ તેને જીવતું કરતા હતા [એ વાત રાંદેરના બ્રાહ્મણો પણ કહ્યા કરે છે] ને મારેથી તો એ સજીવન થઈ શકતું નથી. કારણ કે એ બીલકુલ ખોટી વાત છે કે તેઓ જીવતું કરતા હતા. એના દાખલા આ નાની સરખી ચોપડીમં શું લખું. * જો રાંદેર આવો તો તમોને ખાતરી કરી આપું.

**નનામો**—પાને ૨ જે લખો છો કે ગઉવધી જાય અને દુષ્ટકાળ આવી પડે. ત્યારે હું એમ જાણું છું કે તમે એમજ ધારો છો કે મરેજ નહીં કે દુષ્ટકાળ આવી પડે અને ઓછી થાય તેથી એવું કરતા હશો એમજ લાગે છે.

**જવાબ**—હા એ માટે તથા ખુદાના હુકમ બજાવવા માટે તથા ગાયના કલયો કે કબાબ બના-

---

* હિન્દુઓમાં વધ કરવાની જે બુરાઈ લોકોથી સાંભળવામાં આવે છે તે પ્રાણી ઉપર દુઃખ આપવાની છે તથા રહેમ કરવાની જગ્યા જુલમ કરવાની છે, અને પ્રથમ જે ઋષીઓ વધ કરતા તે ફરી જીવતું કરતા એમ તેઓનું માનવું છે. એનો પ્રવન જવાબ તો આજ કે સત્યાર્થ પ્રકાશમાં તમારા દયાનંદજી એવા ચમત્કારને અસંભવિત માને છે. વળી ફરી જીવતું કર્યાથી પ્રથમ જેવું જાનવર થયું એ તો પુનર્જન્મમાં પણ બને. વળી વધ કરતી વખતે જે દુઃખ અને જુલમ વધ થયલા જાનવર પર થવાનું તમો માનો છો તેનો બદલો શો થયો? ગુ. મો.

વી ખાય ખુદાનો શુકરાનો બજાવવા માટે. વળી તમો લખો છો કે "મરેજ નહીં" એનો જવાબ ગઉ પુકારના કર્તાથી પુછો કે મરે ત્યારે ૧ ગાયની ૧૫૫૫ ગાય કેમ થાય? મેં તો તેના દાખલાથી દાખલો આપ્યો છે.

**નનામો**—આઠઓ તમો ૨) પાને લખો છો કે પૂળી ૧૫ રૂપીએ પડી. પણ જુવો કે ગાયના બે બળદે અને તેણે વતી ખેતી ખેડી પાક ઉગાવે અને તે ધંધામાં ફાયદો છે તેથી ઘણા માણસો તે ધંધો કરવા મંડે તો મારા ધારવા પ્રમાણે પૈની પાંચ પડે તેમાં નવાઈ નહીં. વળી એક પણ પૂળી ઉપર ગાય આધાર રાખે છે એમ જો તમે ધારતા હો તો બીજી ઘણી ચીજો ઘાસ ચારો છે કે જેણે વડે એ પોતાનો આધાર રાખે.

**જવાબ**—વગર દાખલે તમારૂં કહેવું ખોટું છે. જેમ મેં દાખલાથી રૂપીએ ૧૫] રે પૂળી સાબેત કીધી તેમ તમે પણ પૈની પાંચ પૂળી સાબેત કરતે. ને જો તમો પૈની પાંચ પૂળી સાબેત પણ કરો તો પણ ચારાની ખોટ રહેશે. કારણ કે ચારાની જરૂરત તો ૧૫૫૫ ગણી છે. ને જો કે હાલ સવાકાની એક પૂળી છે, ને પઈની પાંચ વેચાય તો પંદર ઘણી વધારે થાય. તો ધન્ય છે તમારી વિદ્વતા પર કે પઈની પાંચ પૂળી કહી ૧૫ ગણા વધારાથી ૧૫૫૫ ગણાની જરૂરતને સારો છો. આફરીન (વરીહે નજરૂન વલહુ જવાબુન.)

**નનામો**—વળી પાને ૬૬ લખો છો કે સ્વામીના ભાષણમાં વિદ્વાન શેખ સાદી પણ વખાણમાં છે ત્યારે તમે કેવું શરમભરેલું નાપાક કામ (તીકકા કવાબ સીખ ઘણી સારી થાય છે) લખો છો તે પરથી એમ જણાય છે કે તમે ખરી રીતે નહીં પણ મજાક મશકરી કરવા નીકળ્યા હોય એમ લાગે છે. અને એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે વખાણનો અર્થ તમને નથી આવડતો.

**જવાબ**—હું તમારા વેદથી ગાય ખાવાનું સાબેત કરી ચુકયો છું. ફરી તમે તીકકા કવાબને શરમભરેલું નાપાક શા માટે સમજો છો? શું તમને તમારા શાસ્ત્રમાં નાપાક ખાવાનું લખેલું છે? શું પ્રથમના બ્રાહ્મણો નાપાક ખાતા હતા. શું તમો એવા અકલ દોસ્ત બની ગયા કે ગાયનું પીશાબ અને છાંણને પીવું સારૂં ગણો ને કલયા કવાબને નાપાક ગણો? વળી સ્વામી સાહેબે તો લોકોને ધોકો આપવા શેખ સાદી સાહેબનું નામ લીધું છે જો સાહુકાર હોય તો દાખલાસર તેવણની તારીફ લખો. હું તેનો જવાબ લખું, નહીં તો વગર દાખલે હું પણ કહી શકું છું કે આર્યાઓ મુસલમાનોના કલયા કવાબની ઘણી તારીફમાં છે પણ એ વાત મારી કોણ સાંભળશે? *

**નનામો**—બજાનાથી શું મતલબ છે. ત્યારે તમને અર્થ નથી આવડતો.

**જવાબ**—ખજાનાના તો અગણીત અર્થ છે જેવું કે પ્રથમ હિન્દુસ્તાનમાં ફક્ત મુસલમાન ગાયનું માંસ ખાતા હતા પછી યુરોપીયનના આવવાથી ઘણા ખાનાર થયા. જેથી માંસ ખુટી ગયું ને મોઘું થયું એ વગર બીજા પણ અર્થ છે. પણ હું એબની વાત જાણી શકતો નથી તેથી ફરી મેં સવાલ કીધો કે તમારી મતલબ શી છે, જેને સાંભળી હું જવાબ લખું માટે તમારી મતલબ બતાવો.

**નનામો**—તમો કહો છો કે અનાજ બીજે દેશ જાય છે અને ખાનારા વધે છે તે ખરૂં. પણ ગાય ખાનારા વધે છે તેથી ઓછી થાય છે, અમે એમ કહીએ છીએ. વળી અમારૂં કહેવું એટલું છે કે ગાય બધી તમે ખાઈ ગયા તો પછી તમે શું ખાશો? અને સઘળા દૂખી થશે માટે મહેરબાન તમે એ વાત મુકી દો.

**જવાબ**—મેહેરબાન! તમે મારી કઈ વાતને તોડી? જરા ફરી ચિતલગાડી મારી ચોપડી વાંચો. તેમાં દાખલાથી લખાયલું છે કે ગઉવધથી ગાય ઘટતીજ નથી.

* "માંસ અને આર્યા સમાજ" પ્રષ્ટ ૩૦, ૩૧માં અથર્વવેદ મંત્ર ૩૯ આની રીતે છે "ગાયના દૂધ તથા માંસ ઘણાં સ્વાદિષ્ટ છે. ફરી પૃષ્ટ ૩૪માં છે પંડિત ભીમસીન [પ્રથમ આર્યા હાલ સનાતની] પણ એ મંત્રના એજ અર્થ કરે છે. નનામા સાહેબ ગાયની આ તારીફ તો દાખલાથી થઇ. ગુ. મો.

**કાશી નીવાસી ગૌસેવક પંડિત જગત નારાયણે ગૌહત્યા વિરૂદ્ધ મુંબઈ સમાચારમાં પોતાની દલીલો છપાવેલી તેના ઉત્તરો. જેથી પંડિત સાહેબને અઉ-તર થવું પડ્યું.**

# ઘણા મહેરબાન રહેમ કર્તા અલ્લાહના નામથી.

**"ગાયની કુરબાની કરવાનું ફરમાન મોહમ્મદનોના ધર્મ પુસ્તકોમાં આપવામાં આવ્યું છે કે કેમ તે સંબંધી લાવવામાં આવતી જુદી જુદી દલીલો"**

**મુંબઈ સમાચાર શનીવાર તા૦ ૮ મી સપટેમ્બર ૧૮૯૪.**

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,–આપના તા૦ ૩જી સપ્ટેમ્બરના અંકમાં કાશીનીવાસી ગૌસેવક પંડીત જગતનારાયણ તરફનો લખનોરના મૌલવી અબદુલ ખાલીક સાહેબના લખાણનો જવાબ પ્રગટ કરવામાં આવ્યો છે, તેના સંબંધમાં અમારા તરફનો ખુલાસો તમારા પત્રમાં છાપી મુસલમાનો ઉપર ઉપકાર કરશોજી.

૧—પંડીતજી પોતાના પેહેલા ફકરામાં કોઇ ચોક્કસ જાતની ગાય નક્કી કરવા માગે છે. પણ ઇસલામી શરીઅતમાં તેવી કોઈ ગાયની ખાસ જાત માટે વિવેચન કરવામાં આવ્યું નથી " બકર " એ ઇશારો ગાયો જેવાં પ્રાણીઓની એક જાત તરફ છે, જેમાં નર–નારી આવી જાય છે. ગાગની કુરબાની અમારા હજરત પૈગમ્બર સાહેબના વખતથી થતી આવી છે, અને " કુરબાની " નો રીવાજ હજરત ઇબ્રાહીમ પૈગમ્બરના વખતથી છે. હીંદુસ્તાનમાં જે ગાયોની કુરબાની થતી આવી છે તે સામે અત્યાર સુધી ઇસલામના કોઈ પણ ઉલમાઓ અથવા બાદશાહોએ અવાજ નથી કાહાડ્યો કે કયી ચોકકસ ગાયની કુરબાની કરવી. આ ઉપરથી સાબેત થાય છે કે જે પ્રમાણે હાલમાં ગાયની કુરબાની થતી આવી છે તે બરાબર છે, તે માટે કોઇ ખાસ નર કે નારી નક્કી કરવાની જરૂર નથી. તો જો કે ઇસલામમાં **હલાલ** અને **હરામ** એ ચીજો ઉપર ઘણી બારીકી સાથે ધ્યાન આપવામાં આવે છે તે ઉપરથી ગાય, જે તે પછી ગમે તે જાતની હોય, અને તે શરઅમાં **હલાલ** છે તો તેની કુરબાની કરવી મુસલમાનો માટે તદન દુરસ્ત છે. કુરઆન શરીફમાં બકરનો અર્થ એક ઠેકાણે ગાય અને બીજે ઠેકાણે બેલ થાય છે, ત્યારે ખરૂં શું ? પંડીતજીના આ સવાલના જવાબમાં વધુ ખુલાસો એવો કરવામાં આવશે, કે કુરઆન શરીફમાં બકર તે એક જાનવરની જાત માટે જણાવવામાં આવ્યું છે, જેમાં નર–નારીઓ બધી આવી જાય છે; જે રીતે કે કુરઆન શરીફમાં ઘણે ઠેકાણે " એવો લોગો" માટે જે ફરમાન કરવામાં આવ્યું છે તેનો અરથ પંડીતજી કેવો કરશે ? શું તેમાં મરદો સાથે ઓરતોનો પણ સમાવેશ નથી થતો? એ શીવાય કુરઆન શરીફમાં બકરાં, મેંઢાં અને દુંબાઓ વગેરે માટે ફકત "ગનમ" નો શબ્દ વાપરયો છે, અને તેમાં કોઈ ખાસ નર–નારી માટે કોઇ જુદો બોલ વાપરવામાં આવ્યો નથી. એજ પ્રમાણે "બકર" વીશે પણ વિચારી લેવું જોઇએ. કુરબાનીમાં બેલ અને ગાય એ બેઉ દુરસ્ત છે. પણ ગાયોની કુરબાની કરવી કે બેલની, તે મુસલમાનોની મુનસફી ઉપર મોકુફ છે. અરબીમાં બેલને માટે "સોર" નો શબ્દ પણ વપરાય છે.

૨–પંડીતજીનો બીજો ફકરો મીશકાત શરીફથી "દુંબા" ની કુરબાની માટે વધુ ભાર મેલે છે તે ખરૂં છે, પણ દુંબાની કુરબાની ફકત એકજ માણસ કરી શકે છે, ત્યારે ગાયની કુરબાની ૭ જણાઓ સાથે મળીને કરી શકે: અને તેમ કરવામાં ગરીબો માટે ઘણું સગવડ ભરેલું થાય છે, તો જેકે કુરબાની કરનારા તવંગર લોકો તો ઘણું કરીને દુંબા કે બકરાનીજ કુરબાની કરે છે, પણ ગરીબ વરગના લોકોજ ૭ માણસ મળીને ગાય

ખરીદી કુરબાની કરે છે. અને એવી રીત સાથે મળીને કુરબાની કરનારાઓ માટે વધારે **સવાબ** આપેલું છે. જેવી રીતે કે નમાઝ એક માણસ પોતે એકલો પઢે છે તો તેની નમાઝ થઇ જાય છે, પણ જે મુસલમાન **જમાત** સાથે નમાઝ ભણે છે તેનો સવાબ વળી અતી મોટો હોય છે. એ પ્રમાણે ગાયની અથવા ઉંટની કુરબાની સાથે મળીને કરનારાઓને જેમ સવાબ મોટો મળે છે તેમ તેઓને ખરચ પણ થોડો થાય છે. મીશકાત શરીફમાં ગાયની કુરબાની માટે પણ પુષ્કળ વર્ણવવામાં આવ્યું છે.

૩—પંડીતજી સાહેબનો ત્રીજો ફકરો તદન અવિચારી છે. કારણ કે ઘોડાની પેદાયશનો હિંદુસ્તાનમાં જેમ પુષ્કળ વધારો નથી તેમ તેઓ કીંમતે અતી મોંઘા હોય છે અને તેની કુરબાનીનો અહીં રીવાજ પણ નથી. ત્યારે ચાર પાંચ રૂપયાનો દુંબો અને દસ બાર રૂપીયાની ગાય મુકી. રૂપીયા ત્રણસે ચારસેની કીંમતના ઘોડાની કુરબાની કરવાનું કારણ શું ? આવી રીતની કુરબાની તો બાદશાહો અને અમીરો કદાચ કરી શકે, પણ ગરીબ કે સાધારણ શકિતના માણસ તો મુદલ કરીજ નહીં શકે; અને જુઓ તો કુરબાની કરવાનો હુકમ શકિતવાળા સઘળા મુસલમાનોપર આવેલો છે. *

૪—ગાયના રક્ષણ માટે હીંદુ ધર્મ પુસ્તકોમાં ગમે તે ફરમાવેલું હોય તેની સાથે મુસલમાનોને લાગતું વળગતું નથી. પરંતુ કુરબાની વીષે મુસલમાનોને જે હુકમ મળ્યો છે તે અદા કરવામાં તો બેશક તેઓ "બેહશત" ના ઉમેદવારજ રહેશે, બાજુ ગાયની કે બીજી કુરબાની નહીં કરવાથી ઇસલામ પણ બીલકુલ જતું નથી, પણ જે મુસલમાનને મગદુર હોવા છતાં તે કુરબાની નહીં કરે તો બેશક તે મુસલમાન મોટા ગુન્હાની હદ સુધી પોંહોચી જાય છે. માટે જેમ હીંદુઓમાં ગૌરક્ષણ નહીં કરવાથી હિંદુપણું જાય છે **અથવા** તે હીંદુ નરકાધીકારી ગણાય છે, **તેમ મુસલ**માનોમાં કુરબાની નહીં કરનાર પણ **તેવોજ ગુને**હગાર ઠરે છે.

૫—પંડીતજી સાહેબે પાંચમાં ફકરામાં હદીસ શરીફની કીતાબો "સહીબુખારી, મુસલીમ, અને મીશકાત શરીફ" ઇત્યાદીમાંથી એક દાખલો આપી પોતાની મતલબ માટે તેનો **અર્થ** તાણી તોડીને ઉભો કર્યો છે. ખરૂં છેકે **અમારા** પૈગમ્બર સાહેબનો એવોજ હુકમ છે કે કોઇ પણ પ્રાણીને ઇજા નહીં આપવી. પણ સાહેબ, તેનાં કારણો પણ જોશો ? બેશક કાંઈ પણ કારણ વગર કોઈ પણ પ્રાણીને અથવા મનુષ્યને જાણી જોઇને નાહક ઇજા આપશે અથવા સતાવશે કીંવા મારી નાખશે. પછે તે **"ચકલી"** તો શું પણ **કીડીબી** હોય. તો પણ તેનું ખુદાને ત્યાં પુછાવવું છે. પણ જે પ્રાણીઓને પાક પરવરદેગારે અને તેના **પૈગમ્બર** સાહેબે પોતાની **ઉમત** માટે **હલાલ** કરેલાં હોય અને તેને ખાવાનું ફરમાવેલું હોય તો. પછી તેની શરઅ મુજબ "**ઝબીહા**" કરીને ખાવામાં શું પાપ છે તે ઇસલામી કોઈ પણ પુસ્તકો ઉપરથી **પંડીતજી** દેખાડી આપશે ? ખુદ પૈગમ્બર **સાહેબે ઘણાં** હલાલ જાનવરોની ઝબીહા કરેલી છે. **વીચીત્ર જેવું** છે કે પંડીતજી પોતાના બીજાજ **ફકરામાં "દુંબા"** ના કુરબાનીને મીશકાત શરીફની **કીતાબથી શ્રેષ્ટ** પ્રકાશી કહે છે, અને તરતજ **પાંચમાં ફકરામાં** અજાણ્યા બનીને **ચકલીની** વારતા આગળ કરી, ગાયાની કુરબાની માટે મુસલમાનોને ખુદાનો ખોફ આપાવે છે !

૬—પંડીતજીના છેલ્લો વાકય વધારે ધ્યાન આપવા જોગ છે. છઠ્ઠા ફકરાની શરૂઆતમાં તેઓએ લગાર પોતા તરફથી ઉમેરો કરી તેને પોતાની મતલબને અનુસરતો બંધ બેસાડયો છે. પરંતુ ખરી વાત એવી છે કે આરબ લોકો અમારા પૈગમ્બર સાહેબના આગમચ જે કુરબાની કરતા હતા તેનું લોહી "કઅબા" ની દીવાલો ઉપર

*ઘોડાની કુરબાની દુરૂસ્ત નથી કારણ કે હઝરત મોહમ્મદે કુરબાનીના જે જાનવર વર્ણા છે તેમાં એ નથી અને જેમ હરણ હલાલ છે પણ તે કુરબાનીમાં ચાલે નહી તેમ ધારો છે. ગ્રા. મા.

લગાડતા હતા—એવા હેતુથી કે અમારી કુરબાની કબુલ થાય; અને તેજ રીવાજ પેગમ્બર સાહેબના વખતમાં પણ મુસલમાનોએ ચાલુ રાખ્યો ત્યારે પરવરદેગાર તરફથી આ **આયત** ઉતરી, જે પંડીતજીએ પોતાના છેલ્લાં ફકરામાં દર્શાવી છે; પણ તેનો ખુલાસાવાર અર્થ એ પ્રમાણે થાય છે. કુર્આન શરીફના સીપારા ૧૭ માં [ ઇકિતરબા ] સુરા બાવીસમાં "હજ" ની આયાત ૩૬ માં હુકમ થયો કે "હરગીઝ ન પોંહચેગા અલ્લાહકો ગોશત કુરબાનીકા કે સદકા દેતે હો. ઓર ન લહુ ઇનકા કે દમે ઝબાહ બહાતેહો. વલેકીન પોંહચતી હએ મેહલે કબુલ ઉસકેમં પરહેઝગારી તુમહારી કે તઅઝીમે "અમરે ઇલાહી" હએ. ઓર તકર રૂમેહક હએ સાથ કુરબાની પસંદદીદાકે." ( તફસીરે રઉફી. )

ઉપલી આયતનો ખુલાસાવાર તરજુમો જે અમોએ રજુ કર્યો છે તે ઉપરથી એવો સાર નીકળે છે કે, કબાની દીવાલને લોહી લગાડયાથી કાંઇ તમારી કુરબાની કબુલ થવાની નથી. પણ મારે ત્યાં જે કબુલ થાય છે તે એ કે તમે પાક દીલથી ( ખાલીસ નીયત એટલે અંતઃકરણથી ) જે લાયક જાનવરની કુરબાની કરીને મારા "હુકમ" ને માન આપો છો એ ગોયા મારી નઝદીકી તમો કરો છો એજ વાત મને પસંદ છે. આ ઉપરથી પંડીતજી જાણી લેશે કે આજ આયતથી કુરબાની કરવાની વાતને ખુદાએ પાકના કલામમાં પણ કેટલો મોટો ટેકો મળે છે.

**કાજી ઇસમાઇલ કાજી મોહુમ્મદમીયાં.**
**પોરબંદરી.**

મુંબઇ, તા૦ ૬ ઠી સપટેમ્બર.

**મુંબઇ સમાચાર શનીવાર તા૦ ૮ મી સપટેમ્બર ૧૮૯૪.**

**( ૨ )**

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ.—ગયા મહીનાની તા૦ ૨૪ મી તથા ૨૫ મીનાં તમારા પત્રમાં ઇસ્લામીઓ વતી લાગણી દર્શાવવા માટે જે ચર્ચા પત્ર પ્રગટ થયા હતા, તે ફકત એટલુંજ દેખાડવા માટે હતાં કે, કુરબાની જેવી ધર્મ ક્રીયા કોઇનું દિલ દુખાવવા કે અમસ્થી જોડી કહાડેલી નથી. ઇસ્લામીઓ એવું ઇચ્છે છે કે ભાઇબંધ કોમો તથા સરકાર કુરબાની વિષેનું તેમનું વાજબીપણું સ્વીકારે. હીંદુ કોમ ગાયનું રક્ષણ કરવા માગે છે તે બાબતનું જરાએ ગેરવાજબીપણું તેમાં દર્શાવેલું ન હોતું. છતાં હીંદુ કોમનો અભિપ્રાય બાહેર પાડવા માટે તમારા પત્રમાં ગઇ તા૦ ૩જીએ એક લખાણ પ્રગટ થયલું જોવામાં આવ્યું છે કે જેનું તોલ હમોએ ભારે અચરતી સાથે કર્યું છે. તે વિષેના હમારા નીચલા ખુલાસાને જગા આપશો.

મી૦ પંડીતે પોતાના લખાણમાં સામટી રીતે ત્રણ બાબતો દર્શાવવા માંગી છે. તેમાંની પેહેલીને હાથમાં લેતાં મારે જણાવવું જોઇએ કે અરબી ભાષાનું સેજબી જ્ઞાન એઓ ધરાવતા હોત તો તેઓ એટલું તો આસાનીથી સમજી શકત કે "બકર" એ શબ્દ અરબી શબ્દકોષમાં જે અર્થ આપે છે તે "માણસ"ના અર્થ જેવો છે; એટલે, માણસનો શબ્દ સ્ત્રી પુરૂષ બંને પર જેમ વપરાય છે તેમ "બકર" શબ્દ પણ ગાય બળદની આખી જાત બતાવે છે. પણ તે છતાં કુર્આન શરીફમાં "અલબકરત" નામની જે સુરત છે તેમાં "ર" અક્ષરના કેડે "બકરત" શબ્દમાં જગેજગ "ત" અક્ષર કોઇ પણ શબ્દના કેડે અરબીમાં એટલા માટે લગાડવામાં આવે છે કે તે અક્ષર તે શબ્દમાં નારી જાતીનો ગુણ સમજાવે છે. તે બીના સેજસાજ અરબી ભાષા સમજનારા જાણી શકે છે. ઉપરાત તે ગાયનાં સર્વનામો તથા વિશેષણો કુરઆન શરીફની તે સુરતમાં જગેજગે નારી જાતીમાં વપરાયલાં છે. હીંદુમુસલમાન બંને કોમોને લાગતા નથી એવા કાબીલ અંગ્રેજોનાં ભાષાંતરોમાં કુરઆન શરીફમાંની તે સુરતમાંના શબ્દો કેવી રીતે વાપરેલા છે તે આ બાબતની ઉત્તમમાં ઉત્તમ શહાદત છે; કેમકે તેમાં તેઓની ભાષામાં ગાય શબ્દજ તેઓએ જગેજગ વાપરેલો છે.

હવે પંડીતજીના કહેવા પ્રમાણે અકરાની કુરબાની કરવાનું પણ કુરઆન શરીફમાં છે: અને તેમના શબ્દોમાં બળદ જે કે ખરેખર ગાય છે તેની કુરબાની કરવાનું પણ તેમાં જ્યારે લખ્યું છે ત્યારે તેઓની કુરબાનીની વીરૂધ્ધમાં આણેલી દયાના નીયમ વગેરેની તકરારને તેઓએ પોતેજ તોડી આપવા જેવું કર્યું છે; એટલે વધુ બોલવાનું હવે હમોને રહ્યું નથી.

મી૦ લખનવીએ સંખ્યાબંધ હદીસો પોતાના જુદાજ હેતુથી જણાવી હતી તેમાંની એકને પણ પંડીતજીએ ખોટી પાડી બતાવી નથી. એટલે તે હદીસો હાલ સુધી આબાદ મુસલામીઓની તરફેણમાં ઉભી રહેલી છે. મી૦ લખનવીએ ગાયની કુરબાની વિષેની શાહદતોના હેતુથીજ પોતાનું લખાણ જો પ્રગટ કર્યું હોત તો હજી વધુ સખ્યાબંધ હદીસો તે ભાઈબંધ લાવી શકત. પંડીતજીએ જાણવું જોઈએ કે હદીસની કીતાબોના કર્તાઓ હીંદી મુસલામીઓ નહીં એવા મુસલામીઓ છે. કીતાબો તેઓએ રચેલી પણ એવા વખતમાં છે કે જે વખતમાં કે હીંદી મુસલામીઓનું તો નામ પણ કોઈ જાણતું નહી હશે. ફક્ત પોતાની ભુમીમાં પોતાના ફાયદા માટે તુરત વેળા તેઓએ રચી હતી. જેથી તેમાં પાછળથી ફેરફાર થવાનો ખ્યાલ કરવાનો પણ રહેતો નથી.

કુરબાની વિરૂદ્ધ ચલ્લી વીષેની પુખ્તમાંપુખ્ત દલીલ પંડીતજીએ જે ટાંકી બતલાવેલી છે તેને 'કુરબાની સાથે કેટલુ લાગતું વળગતું છે તે હવે જાણવાનું છે. જાનવરોપર ઘાતકીપણું ગુજારવાપર અટકાવ મેલનારી મંડળીએ તથા તે વિષે શીક્ષા કરનાર સરકારે કસાઈખાનાં કાં બંધ નથી કરાવતી તેનો ખુલાસો મી૦ પંડીતજી સમજતા હશે તો તેઓ સેજમાં સમજી સકશે કે. ખોરાક અથવા કાંઈ પણ ફાયદો મેળવવા વગર ચલ્લી જેવાં પ્રાણીને અમસ્થાં મસલી કાટવાં એ ગુનાહભરેલું હોવુંજ જોઈએ. અને તેથી કરીને તે બીના કુરબાની કરવાની વીરૂધ જઈ શકતી નથી.

છેલી દલીલ પંડીતજીએ કુરઆન શરીફના એક ફકરાની બતાવી છે. (સુરત અલહજની ૩૬મી આયાત.)* તેનો ખુલાસો તો તે આયત પોતેજ કરે છે. એટલે કે તેમાં જણાવ્યું છે કે, ફક્ત કુરબાની કરી એટલેજ તમો પવિત્ર થઈ ચુક્યા તેમ નથી, પણ તમારી પરહેજગારી તે તમને તેવા બનાવશે. પરહેજગારીની ગેરહાજરીમાં ધર્મની ક્રીયાઓ કાંઈ ફાયદો કરનારી નથી. એવી શીખામણમાં એવો સાર કદી પણ ઉઠી શકતો નથી કે ધર્મની ક્રીયાઓજ કરવી નહીં. મજકુર આયતના અગાઉનીજ આયત (ફકરા)માં કુરબાની કરવાનો હુકમ કુરઆન શરીફમાં આપેલો છે તેનો ખુલાસો મી૦ પંડીતે કાંઈ કર્યો નથી, એ અજબ જેવું છે.

છેવટની હમારી વીનંતી એ છે કે ખાસ કુરબાનીના સવાલપર ચુનોચેરા નહીં કરતાં હીંદુ આગેવાનો લશ્કરી ખાતામાં અને રાત દીવસ મારવામાં આવતાં ઢોરો વીષેજ મેહેનત લે તો તે કાંઈ પણ વાજબી કહેવાય.

લી૦ તમારો વીશ્વાસુ

**તાહેર મી૦ સા૦ મહુમદઅલી.**

સુરત, તા૦ ૫મી સપટેમબર.

**મુંબઇ સમાચાર સોમવાર તા૦ ૨૪ મી સપટેમ્બર ૧૮૯૪.**

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ.—ચાલતા માસની તા૦ ૧૦ મીના આપના પત્રમાં પંડીત જગતનારાયણે મી૦ મોહમ્મદઅલીનાં લખાણના જવાબમાં જે દલીલો આણી છે, તેમના સંબંધમાં મારા નીચલા લખાણને જગ્યા આપશો.

પંડીત કહે છે કે કુરબાનીનો અર્થ લુગતમાં "સદકો" એટલે ખુદાના નામ ઉપર કાંઇ આપવું એવો થાય છે. અને બીનગુનેહગાર જાનવરોને મારવાં એવો તેનો અર્થ થતો નથી. તેના જવાબમાં હું કહું છું કે કુરબાનીનો અર્થ જાનવરોને કાપવાનો

* એ આયતવાળો આખો રૂકુઅ કુરબાનીના બયાનમાં છે અને એમાં ઉંટને કેવી રીતે જુબહ કરવું તે પણ બયાન થયું છે. અને એ રૂકુઅ તથા એના પ્રથમના રૂકુઅ ઢોરોને વધ કરવાનું તથા ખાવાનું બયાન કરે છે. શા. મો.

નહીં થતો હોય, તો પંડીતે હદીસના આધારે દુંબાની કુરબાની કરવી શ્રેષ્ટ જણાવી છે તેમાં તેનો અર્થ જાનવર કાપવાનો કેવી રીતે થયો? કુરબાની માટે પંડીતે બતાવેલી હદીસમાં અને બીજી તેવી હદીસોમાં કયો શબ્દ આવ્યો છે તે જો તેઓ પહેલાં જોઈ કહાડતે અને તે પછી તેના અર્થ માટે લુગતમાં જોતે, તો ખરી વાત તેમને તરત જણાઈ આવતે, કુરબાનીનો અસલ શબ્દ હદીસોમાં "ઉદહીયા" છે. જેથી હવે લુગતમાં જોઇ ખાતરી કરવી કે તેનો અર્થ જાનવર કાપવું એવો થાય છે કે નહીં. કુરબાનીનો શબ્દ હીંદુસ્તાનમાં રીવાજી થઈ પડયો છે અને ખુદાના નામ ઉપર કુરબાન કરવું એમ કહેવું સાધારણ છે.

પંડીતજી બીજું એમ જણાવે છે કે "ઉત્તમ સદકો ઉંટણી આપવાનો છે." ઇત્યાદી. હવે કુરબાની કરવી જોઇએ એ વાત તો પંડીતજી કબુલ કરી ચુકયા છે, ત્યારે ઉંટણી અથવા બકરી આપવી કે કોઈ બીજું જાનવર તે સાથે મુળ તકરારને શો સંબંધ? કુરબાની નહીં કરવી એમ કાંઈ તેથી સીદ્ધ તો નથી થતું. ઇદના દિવસે કોઈ પણ બીજો સદકો કરવા કરતાં કુરબાની કરી લોહી વેહેવડાવાનું સર્વથી વધારે સવાબનું કામ હોવાનું ઇબિને માજાની હદીસમાં કુરબાનીના બાબમાં લખ્યું છે, તે જોઇ ખાતરી કરી લેવી. ઇદના દિવસે શકતીવાળો માણસ કુરબાની નહીં કરે તો તે માણસને પેગમ્બર સાહેબે ઇદગાહમાં આવવાને મના કરેલી છે. તે બાબતમાં ખાતરી કરવી હોય તો ઇબને માજામાં કુરબાનીનો બાબ વાંચવો. બાકી સદકો એ તો માણસની અખત્યારીનો આપવાનો છે, તે નહીં કરનારને કોઇ તરેહનો ગુનેહગાર ઠરાવેલો નથી.

પંડીતજી લખે છે કે "ગાય પવીત્ર છે માટે તેની કુરબાની કરવી એવું કુરઆન વગેરેમાં કયી જગોએ ફરમાવ્યું છે?" તેના જવાબમાં જણાવવાનું કે કુરબાની કરવાના ટેકામાં લખનોવાળા મૌલવી સાહેબે ઘણા દાખલા હદીસોથી લખી જણાવ્યા હતા તે પંડીતજીને યાદ હશે. હવે જો ગાય પવીત્ર નહીં હતે અને કુરબાની કરવી દુરસ્ત નહીં હતે તો હદીસોમાં તેના વીશે કેવી રીતે લખવામાં આવત? વળી જે જાનવરો અમોને હલાલ છે તે સર્વને કુરઆન શરીફ (સુરાહ માઇદા. ૫) માં પવીત્ર કહેલાં છે; અને શામીમાં એમ લખ્યું છે કે, બળદ કરતાં ગાયની કુરબાની કરવી બહેતર છે.

પંડીતજી પુછે છે કે ગાયના કરતાં સિંહ, વાઘ, કુતરા વગેરે જાનવરોની ગતી કરવી બેહેતર નથી? પણ તેમને આ વાતનો વિચાર આવેલો જણાતો નથી કે ગાય જ્યારે ધર્મ પ્રમાણે હલાલ છે, ત્યારે સીંહ, વાઘ, કુતરા વગેરે હરામ છે, ત્યારે તેની કુરબાની કેવી રીતે કરવાની હોય? ગાયની ગતી એટલે મરણ પછી તે કેવો દરજ્જો પામશે તે બાબત જોવું હોય તો કુર્આન શરીફની તફસીર અઝીઝીમાં છે કે જે જાનવરોની કુરબાની થાયછે તે જનનતે આલાનું મટોડું થશે, અને મીશકાતમાં લખ્યું છે કે જે જાનવરોની કુરબાની થાય છે તેઓ પુલસરાતની સ્વારી થશે.

**યુસોફ સાલેહપુ.**

ઓનરરી સેક્રેટરી રાંદેર મેહફીલે ઇસલામ.

રાંદેર તા૦ ૧૪ મી સપટેમ્બર.

## મુંબઈ સમાચાર સોમવાર તા૦ ૨૪ મી સપટેમ્બર ૧૮૯૪.

મુંબઇ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—ચાલતા માસની તા૦ ૧૫મીના આપના પત્રમાં કાશીનીવાસી પંડીત જગત નારાયણે કાજી ઇસ્માઇલિના લખાણના જવાબમાં જે લખાણ કરેલું પ્રગટ થયું છે, તેનાં જવાબમાં નીચલી બીનાને જગા આપશો.

બકર શબ્દના અર્થ વીશે પંડીતજીએ ઉઠાવેલી જીકરના સંબંધમાં જણાવવાનું કે એ શબ્દ એવો છે કે અરબીમાં બોલતાં તેનો અર્થ ગાય અથવા બેલ એ બેમાંથી એક સમજાય છે. ગુજરાતી ભાષામાં ગાય ત્રણ જાતના પ્રાણીને માટે વપરાય છે. કુરબાનીની ગાય, જંગલી ગાય જેને રોઝ અથવા નીલ ગાય કહે છે તે, અને ગોકળ ગાય. હવે બકર શબ્દ પણ જો એ ત્રણ જાતનાં પ્રાણી

દર્શાવવા માટે વપરાતો હોત તો કાંઈ પણ વાંધો ઉઠાવવાની જગા રહેત. પણ પેહેલી જાતની ગાયને બકર કહે છે; બીજી જાતની ગાય મહબ, ઈબ્લ, વએલ એ ત્રણ નામોથી ઓળખાય છે; અને ત્રીજી જાતની ગાય તો અરબસ્તાનમાં હોતીજ નથી. પંડીતજી લખે છે કે. "મહોમેદનોના પૈગમ્બર સાહેબના વખતમાં અરબસ્તાનમાં ગાયને મળતાં કોઈ બીજાં પ્રાણી હશે, જેને અરબીમાં તે વખતે બકર કહેતા હોય અને તેની કેદાચ કુરબાની કરતા હશે" પણ હોય, હશે તથા કદાચથી વાતો કરવામાં આવે તેથી કાંઈ પણ નીવેડા ઉપર આવી શકાય નહીં. તકરારના તરીકા પ્રમાણે જે થવું જોઈએ તે એકે બકર શબ્દ અસલના વખતમાં કોઈ બીજાં જાનવરને માટે વપરાતો હતો અને હાલ તેમ નથી વપરાતો એમ પંડીતે સાબેત કરવાનું છે.

પંડીતે લખ્યું છે કે "ખુદાએ હજરત મોહમ્મદ સાહેબને ગાયની કુરબાની કરવા પોતાના મજહબવાળાને ફરમાવવા હુકમ કર્યો એવી આયત કુર્આન શરીફમાંથી બતલાવવી જોઈયે." એના જવાબમાં જણાવવાનું કે મોહમ્મદ સાહેબે ધર્મ સંબંધી જે બીનાઓ કહી છે તે સર્વ ખુદાના હુકમથી છે એ ખરૂં; પણ જે ખુદાના હુકમથી કહ્યું હતું તે સર્વ કુર્આનમાંજ એમ સમજવું ભૂલભરેલું છે. કારણ કે ખોદાનો હુકમ "વહી"થી તેની ત્રણ જાતી પ્રમાણે મોહમ્મદ સાહેબને માલમ પડતો હતો વહી બે તરેહની થાય છે; એક "મતલુવ" તે કુર્આન છે, અને બીજી "ગેરમતલુવ" તે હદીસશરીફ છે. હવે ગાય કાપવા સંબંધી ખોદાનો હુકમ હદીસોની કીતાબ નામે બુખારી શરીફ, મુસલીમ શરીફ. મીશકાત શરીફ વગેરેમાં છે. તથા કુર્આન શરીફમાં પણ સુરા અલહજ રૂકુ પાંચમામાં છે.

અકબરે ગઉવધ બંધ કર્યો હતો વગેરે બાબતો પંડીતે જણાવી છે; પણ તેનું કારણ શું? કારણ એ કે તે બાદશાહ હીંદુ રાજાઓની કુંવરીઓ સાથ લગ્ન કરતો હતો અને તેણીઓની ખાતર તેણીઓએ માનેલી ગાય માતાને તે છોડતો હતો.

વળી યાદ રાખવાનું છે કે ગઉવધ બંધ પાડવાનો હુકમ આપ્યા પછી તેને પાછો રદ" કરી વધ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. એ બાબતના સંબંધમાં જુઓ તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૨નું મુંબઈ સમાચાર. શાહેઆલમ બાદશાહે ગઉવધ બંધ કીધો હતો એમ જે પંડીત કહે છે. તે પણ ભૂલભરેલું છે. તેના પુરાવામાં જુવો તા૦ ૮ મી આગષ્ટ ૧૮૯૪નું મુંબઈ સમાચાર.

મારા લખાણને અહી બંધ કરતાં છેવટે જણાવવાની રજા લઉં છું કે પંડીતજીનું ઘણું ખરૂં લખાણ મુરાદાબાદવાળા ઇંદ્ર મણીના લખાણ "તોહફતુલ ઇસ્લામ" ના ધોરણ ઉપર કરવામાં આવેલું માલમ પડે છે. તેટલા માટે મારી તેમને ભલામણ છે કે ઇંદ્ર મણીના જવાબમાં "સોતુલ લાહીલ જબબાર" "ખીલ અતુલ હોનુદ" "હદયતુલ અસનામ" તથા "એજાઝે મોહમ્મદી" એ નામની કીતાબો પ્રગટ કરવામાં આવી છે તે વાંચવી. તેમ કર્યાથી સઘળી બાબતનો તેમનો ગુચવાડા ભાંગી જશે.

ખાદેમે ઇસ્લામ

**ગુલામ મોહમ્મદ બીન હાફેઝ સાદેક.**

રાંદેર. તા૦ ૧૯ મી સપટેમ્બર.

*** વાંચનારા આગળ એકની એક દલીલ ફરી ફરીથી રજુ કરવાની જરૂર નહીં હોવાથી ઉપર આપેલાં લખાણોમાંના છેલ્લાં બેને ટુંકા કરવામાં આવ્યા છે.—**અધી૦ મુ૦ સ૦**

## મુંબઈ સમાચાર શનીવાર તારીખ ૨૯ મી સપટેમ્બર ૧૮૯૪.

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ— ચાલતા માસની તા૦ ૨૪ મીના આપના પત્રમાં ગાયની કુરબાનીને લગતી તકરારમાં પંડીત જગતનારાયણે કેટલીક બીનાઓ લખી છે, તેનો જવાબ આશા છે કે છાપી ઉપકાર કરશો

પંડીત સાહેબ શાહઆલમ ગાઝી"તરફ ઈશારો કરી લખે છે કે શાહઆલમ ગાઝીએ મૌલવીઓની સભા ભરી અને ત્યાર બાદ ગઉવધ બંધ કરવાનું એક ફરમાન કાઢ્યું હતું: તે ફરમાનની

ફારસીમાં નકલ તથા તેનો ગુજરાતીમાં તરજુમો પંડીત લખી જણાવે છે. મજકુર બાદશાહી ફરમાન "અમરીત બજાર પત્રીકા" ઉપરથી તા૦ ૬ ઠી ડીસેમ્બર ૧૮૯૩ ના મુંબઇ સમાચાર પત્રમાં પણ છપાયલું છે, તેમજ બીજા ઉર્દુ અખબારોમાં પણ છપાયલું છે. પણ એ ફરમાન શાહે આલમ બાદશાહે ખરેખર કાઢયું હતું કે નહીં તે જો પંડીત સાહેબે તપાસવું હોય તો એક મોટા વિદ્વાન યુરોપીયને એ વિષે જે લખાણ કરેલું છે તે ધ્યાનમાં લેવું જોઇએ. તા૦ ૮ મી આગસ્ટ સને ૧૮૯૪નું મુંબઈ સમાચાર વાંચ્યાથી તથા મારા પોતાના કેટલાક નીચે લખી જણાવેલા દાખલાઓથી જણાઈ આવશે કે મજકુર ફરમાન ખોટું છે.

૧. એ ફરમાનની આગળ પાછળ તારીખ અને સને જુલુસી તેમજ હીજરી મજો નહીં બાદશાહી ફરમાનો તારીખ સને વગરના હોતાં નથી. આવું મોટું ફરમાન મુલકો મુલક વગર તારીખ સનેનું જાય એમ થઈ શકતું નથી એ વિદ્વાનો ખુબ સમજે છે.

૨. બાદશાહી મોહરની સજા જે બહુ વજનદાર ગણાય છે, તે એ ફરમાનમાં જોવામાં આવતી નથી: ફરમાન જો ખરૂં હોત તો તે બેશક હોત.

૩. શાહી ફરમાનોના બાબમાં હમેશથી એ પ્રમાણે કાયદો જારી રાખવામાં આવેલો હતો કે જે કોઇ શાહી ફરમાન લખાયું, તો તેની ઉપર બાદશાહી મોહર થાય તો પણ, જ્યાં સુધી મોટા વઝીરના દસ્કત તે ઉપર થાય નહી ત્યાં સુધી તે ફરમાન ચાલુ થયું ગણાય નહી. દાખલા તરીકે, હાલમાં જે જગ્યા ઉપર કલકત્તા શેહેર વસેલું છે તે જગ્યા ભાડે લેવાને માટે કેટલાક અંગ્રેજો લાખો રૂપીઆની ભેટ લઈ શાહી દરબારમાં હાજર થયા, અને ઘણીએક કોશીશો કર્યા પછી તે જગ્યા ભાડે રાખવાને લગતું ફરમાન હાંસીલ કીધું તે લઈ બંગાલમાં ગયા, પણ બંગાલના સુબાએ તે ઉપર મોટા વઝીરની સહી નહીં જોવાથી તેને ફરમાન તરીકે નહીં લેખી તે ઉપર અમલ કર્યો નહીં. આથી લાચાર થઈ પાછા તે અંગ્રેજો શાહી દરબારમાં ગયા અને મોટા વઝીરના દસ્કત કરાવ્યા અને પાછા આવી જગ્યાનો કબજો લીધો. એજ પ્રમાણે જહાંદાર શાહ બાદશાહે પોતાના ખાસ મેહેલમાં રાખેલી હરીઝન નામની પોતાની ફુમણીના ભાઈ કુતબુલ મલેકને બંગાલનો સુબો નિમ્યો અને તેને બાદશાહી ફરમાન લખત આપ્યું, પણ જ્યાં સુધી મોટા વઝીરના દસ્કત તે ફરમાન ઉપર થાય નહીં તે ત્યાં સુધી તે સુબાને બંગાલ જવાને ના કહ્યું હતું. હવે પંડીત સાહેબની બતાવેલી સહીની મોહોરોમાં જ્યારે કોઈ મોટા વઝીરની સહી જોવામાં આવતી નથી ત્યારે એ ફરમાન ખરૂં કેમ ગણાય ?

૪. બરેલીમાં પ્રગટ થતા "દબદબએ કેસરી" નામના પત્રના તા૦ ૪ થી નવેમ્બર સને ૧૮૯૩ના અંક ઉપરથી તેમજ બીજાં લખાણોથી માલમ પડે છે કે મજકુર ફરમાન શાહે આલમ બાદશાહે સને ૧૨૩૧ હિજરીમાં કાઢેલું છે. હવે હીંદુસ્તાનમાં શાહઆલમ નામના કેટલા બાદશાહો અને કયારે થઈ ગયા છે તે તપાસવાને માટે તવારીખ જોતાં માલમ પડે છે કે શાહ આલમ નામના બે બાદશાહો હીંદુસ્તાનમાં થઈ ગયા છે. પહેલો શાહેઆલમ ઔરંગઝેબ બાદશાહનો છોકરો સને ૧૧૧૮ હીજરીમાં રાજ્યાસને બીરાજી સને ૧૧૨૬ હીજરીમાં મરણ પામ્યો હતો. બીજો શાહેઆલમ (સાની) અલીગોહર સને ૧૧૭૩ હીજરીમાં ગાદીએ બેસી સને ૧૨૨૧ હીજરીમાં મરણ પામ્યો હતો. ત્યારે ૧૨૩૧ હીજરીમાં ફરમાન લખનાર કોણ જાણે કયો શાહેઆલમ હશે અને તે કયા પ્રાંતનો બાદશાહ હશે ?

૫. મોહોરમાં કુતબુલ મુલક સઇયદ અબદુલ્લાહ ખાનનો ખીતાબ "યમીનુદદોલા" લખ્યો છે તે ખોટું છે, કારણ કે તેમનો ખીતાબ "શમસુદદોલા" હતો.

૬. અબદુલ્લાહ ખાનનો બીજો ખીતાબ "સાલાર બાવફાર" મોહોરમાં લખાયો છે એ પણ ખોટું છે. તેમનો ખીતાબ "સાલાર વફાદાર" નો ફરોખશેર બાદશાહે આપેલો હતો. એ ઉપરથી એમ માલમ પડે છે કે એ મોહોરો ખરી કયાંથી હોય ?

૭. મુસલમાનોના ધર્મની કીતાબો "કુરઆન શરીફ," "હદીસ શરીફ," "તફસીર," "ફીકહ" વગેરે એવી નથી કે જે તે વખતમાંજ મળતી હતી અને હાલમાં મળતી નહી હોય. હવે હીંદુઓએ બતાવી આપવું જોઇયે કે ફલાણી જગ્યાએ આપેલાં ફરમાન પ્રમાણે ચાર ચીજો, જેવીકે ૧ ઝીના, ૨ ગુલામી ધંધો ચલાવવો, ૩ ફળદાર ઝાડ કાપવું અને ૪ ગઉવધ કરવો– એ કામોની મના છે. ખરી બીના તો એ છે કે આ વાત ગાયને ખાંતર કલપી કહાડવામાં આવી છે. એજ પ્રમાણે "બંદે ખુદાની અરજ" નામનાં ચોપાનીયાએ ગાયની સાથે જુદીજ ચીજો ગણી તેમની મના કીધેલી બતાવી છે, તથા શ્રીમાન સ્વામીએ પણ જુદીજ ચીજો કલપી કાઢેલી છે. આટલું છતાં ધ્યાનમાં રાખવાનું છે કે કાજીઓ અને મુફતીઓ ખોટા ફતવા આપતા નથી, અને તેઓ જો એક વાર ખોટા ફતવા આપે તો, મુસલમાનો તે સ્વીકરવાને કાંઈ બંધાયલા નથી.

વળી પંડીત કહે છે કે હલાલ અને હરામની બાબતમાં કુરઆન શરીફમાં આ પ્રમાણે લખ્યું છે; અને તેમ કહેવાની સાથે સુરા "નહલ," સુરા "બકર" તથા સુરા "માયદા" ની આયતો લખી છે; એનો જવાબ એ કે મજકુર આયતોના સંબંધમાં "કસરે ઇફરાદ" નામનો અરબી કાયદો લાગુ પાડ્યાથી જોવામાં આવશે કે કાફરોની માનેલી હલાલ ચીજો વિષે ભાર મુકી મજકુર સુરતોમાં કહેવામાં આવ્યું છે કે તે ચીજો હરામ છે. પણ એથી " કસરે ઇફરાદ " ના કાયદા પ્રમાણે એમ માલમ પડ્યું નથી કે ઉપલી ચાર ચીજો શીવાય જેમ પંડીતજી કહે છે તેમ બાકીના પશુ, પક્ષી, જીવજંતુઓ કુરઆન શરીફના મત પ્રમાણે હલાલ હોય. પંડીત મારાં ભાગ્યે અરબીથી અજાણ્યા દીસે છે. કુરઆન શરીફમાં તેઓએ બતાવેલી સુરામાં "અનઆમ" * જાનવરોને હલાલ કહ્યાં છે, જેમાં ઉંટ, ગાય, બકરાં, ઘેટાં, દુમબા એ સરવેનો સમાવેશ થાય છે, અને સુરા માયદાના પેહેલા રૂકુઅમાં સાફ એક કાયદો લખેલો છે કે "તમારે માટે પવીત્ર જાનવરો હલાલ થયાં છે." આ કાયદાનો ખુલાસો મોહમ્મદ પેગંબર સાહેબે હદીસ શરીફમાં ફરમાવ્યો છે. પંડીતે સુરા માયદાની જે આયત બતાવી છે તેથી બે ત્રણ આયત આગળ તેઓ જોતે તો એ કાયદો માલમ પડતે. પણ આગળ પાછળ તેઓએ જોયુંજ નથી.

પંડીતજી કહે છે કે, તેઓ (મુસલમાનો)એ જોયું કે કુરઆન શરીફની આજ્ઞા પ્રમાણે તો કુતરાં, બીલાડાં, અને મનુષ્ય ઇત્યાદી બધાં હલાલ ગણાય, અને તે વાત તેમને ઠીક નહીં લાગ્યાથી તેઓએ હરામ હલાલની બાબતમાં પાછળથી ત્રણ સીડીઓ બાંધી. તેનો જવાબ કે કુરઆન શરીફથી સર્વ જાનવરો હલાલ માલમ પડે છે એવી પંડીતજીની જણાવેલી વાત ભૂતભરેલી છે. હરામ હલાલના કાયદા મુસલમાનોએ પોતાના તરફથી કહાડેલા નથી, પણ મોહમ્મદ સાહેબના બતલાવેલા છે. જુઓ મીશકાત શરીફ કીતાબુઝ ઝબાયેહ ઇબને અબાસ કહે છે કે પૈગંબર સાહેબે સઘળાં ફાડી ખાનારાં જાનવરો, તેમજ પંજાથી શીકાર કરનારાં પક્ષી હરામ કર્યાં છે. અને બીજાં જાનવરોને માટેની હરામ હલાલની બાબત હદીસોમાં દર્શાવેલી છે. હરામ હલાલ જાનવરોનો એક કોઠો પંડીતજી આપી કહે છે, તે ઉપરથી વાંચનારાઓ જોઈ શકશે કે તેમાં ગાયનું નામ કોઇ પણ ઠેકાણે જોવામાં આવતું નથી. તેનો જવાબ એ કે તે કોઠો તમે કયી કીતાબમાંથી નકલ કર્યો છે અને તે પુરેપુરો નકલ કર્યો છે કે અધુરો? અરબી કોઈ પણ કીતાબમાં આવા કોઠા લખવાની ચાલ નથી, પણ જાનવરોની સરાસર વીગત લખે છે તેમાં સર્વે એકેમતે ગાયને હલાલ કહે છે. ઉરદુમાં કોઠાવાળી કીતાબ લખનવ શહેરમાં "તમીજુલ કમાલ, દર બયાને હલાલો હરામ" નામની છપાયલી છે તેમાં સાફ લખ્યું છે કે ગાય સર્વ મહજબમાં હલાલ છે. પંડીતજીએ બતાવેલા કોઠામાં દુમબા, બકરાં, ઘેટાં, હરણ, રોજ, અને મુરગી વગેરે બીજાં જાનવરો, જેને કોઇ પણ મુસલમાન હરામ કહે-

* એને મળતો શબ્દ ગુજરાતીમાં ઢોર અને ઇંગ્રેજીમાં કેટલનો છે. ગ્રા. મો.

નાર નથી, તે પણ જોવામાં આવતાં નથી. ત્યારે તે પણ હરામ ગણવાં જોઇએ? પણ પંડીત પોતેજ દુમબાને હલાલ કહી ચુકેલા છે.

પંડીતજી કહે છે કે બીહાર પ્રાંતમાં છપરા શહેરમાં એક પ્રસીદ્ધ મૌલવી સાહેબે હીનદી ભાષામાં વીખયાતી પામેલા "ક્ષત્રી પત્રીકા" માં લખ્યું હતું કે મુસલમાનોને હીંદુસ્થાનમાં * ગાય તથા બળદ ખાવાં ઉચીત નથી, કારણ કે એમની પેદાશ દેવોને અર્પણ કરેલા સાંઢોથી થાય છે. તેનો જવાબ એકે કુરઆન શરીફ, હદીસ શરીફ તથા ફીકાહમાં જે જગ્યાએ મનાઇ છે, તે જગયાઓમાં દેવો કે માતાને અર્પણ કરેલાં જાનવરો ખાવાં મનાઇ છે ખરાં, પણ તેના વીર્યથી પોતાની માલેકીની ગાયનાં જણેલાં બચ્ચાં હરામ થઈ શકતાં નથી. પંડીતજી સુરા "અલ માયદા" માંથી લખી ચુકયા છે કે "જો જુબહ કરો ઉપર થાનોકે." આથી તો માતાનાં નામમાં જાનવરોની મનાઈ છે. હમે પોતે કહીએ છીએ કે તે સાંઢોને ખાવા હલાલ નથી. વળી વીચાર કરો કે માતાનાં નામનો મુકેલો સાંઢ હીંદુ ધર્મ પ્રમાણે ખેતીવાડીનાં કે બોજો ઉઠાવવાનાં કામમાં લેવાતો નથી. અને તેમ છતાં તેના વીર્યથી જન્મેલા બળદથી ખેતીવાડીનું કામ થઈ શકાય છે તેમજ તેનાથી જન્મેલી ગાયોનું દુધ ઘી પણ હીંદુઓથી ખાઇ શકાય છે. તેજ પ્રમાણે તે સાંઢો જો કે મોહમેદનોને હરામ છે તોપણ તેમના વીર્યથી ઉતપંન થયલાં બળદ અથવા ગાય હરામ નથી.

લી૦ ખાદેમે ઇસલામ

**ગુલામ મોહમ્મદ બીન હાફેઝ સાદિક.**

રાંદેર, તા૦ ૨૫ મી સપ્ટેમ્બર.

**મુંબઈ સમાચાર શનીવાર તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૮૯૪.**

મુંબઈ સમાચારના અધીપતી જોગ.

સાહેબ,—તમારા તા૦ ૨૪મી સપટેમ્બર અને વાર સોમના અંકમાં પંડીતજીનું જે વધુ લખાણ પ્રગટ થયું છે, તેના જવાબમાં મારી નીચલી હકીકત રજું કરવાની રજા માગું છું.

આ વાત જણાવવાની કંઈ જરૂર નથી કે, અમારી તકરારનો એક મુખ્ય સવાલ કે "જે ગાયને હીંદુઓ પૂજે છે તેજ ગાયનો વધ થનો આવ્યો છે કે કેમ" તે સંબંધી પંડીતજીની ખાતરી થયા પછી તેઓએ મજકુર બાબત ઉપર વધુ અજવાળું નાખનાર એક બીના રજુ કરી છે. તેમાં ગઉવધ બંધ કરવાનો જુદોજ સવાલ સમાયલો હોવાથી તેનો જવાબ આપવાની પણ હું જરૂર વિચારૂં છું. દીલ્હીના એક આંધળા થયલા બાદશાહ શાહ આલમનું ગઉવધ બંધ પાડવા સંબંધી ફરમાન ટાંકી બતાવવામાં આવ્યું છે તે સંબંધી તપાસ કરતાં માલમ પડે છે કે, તે ખરૂં નથી પણ હીંદુઓએ પાછળથી ઉભું કીધું છે; અથવા, બાદશાહને તેની લાચાર સ્થીતીમાં એ કામ કરવાની તેઓએ ફરજ પાડી હોય. વળી બાદશાહના સવાલના જવાબમાં એ ફરમાન ઉપર સહીઓ કરનારા મૌલવી સાહેબોએ મુસલમાની ધર્મમાં "ચાર ચીજની મનાઈ" લખેલી હોવાની જે વાત જણાવી છે તે મધેની આપણા મુખ્ય સવાલની બાબત "ગઉવધ નહીં કરવાની વાત"ની છે, પણ હદીસોની કોઇ પણ ઉત્તમ કીતાબો (સહીહુખારી, મુસલીમ અને મીશકાત શરીફ)માં તેનો પત્તો મળતો નથી, પણ ઉલટું અમારા પૈગમ્બર સાહેબે ગઉવધ કરેલાની વાત જોવામાં આવે છે. ત્યારે મજકુર ફરમામ ઉપર ફતવો આપનાર મૌલવીઓએ શા આધારે ગઉવધ નહીં કરવાની વાત જણાવી છે તે સમજી શકાતું નથી. હા, કદાચ કોઇ મોજુઆત (બનાવટી) કીતાબો ઉપરથી તે વાત શોધી કાઢવામાં આવી હોય, પણ તેની સનદ શું? એ ઉપરાંત બાદશાહના નામનું દેખાડવામાં આવતું ફરમાન ખોટું છે તે નીચલા વધુ ખુલાસા ઉપરથી પણ જોઈ લેવામાં આવશે.

૧. ફરમાન ઉપરની તારીખ વીષે તપાસ કરતાં મારી જાણમાં આવ્યું છે કે, તે ઉપર સને ૧૨૩૦ હીજરી લખેલી છે, અને શાહઆલમની વફાત તો સને ૧૨૨૧ હીજરીમાં થઇ

---

* હિંન્દુસ્તાનમાં ગાય તથા બળદ ખાવાં ઉચીત નથી ઇત્ય આથી પણ જણાય છે કે તે મૌલવી ગાયને ખાવી હલાલ જાણે છે; પણ તેમની સમજ પ્રમાણે અર્પણ કરેલા સાંઢથી જન્મેલી ગાય માત્ર હરામ છે. ગુ૦ મો.

છે. ત્યારે આ ફરમાન બાદશાહ શું નવ વરસ પછી કોઇના સ્વપ્નામાં આવીને કહાડવાને ફરમાવી ગયા ?

૨. ફરમાનનો લખનાર એક હીંદુ, મુનશી જેસીંગ દીવાની સંગીનરાય છે.

૩. જે ઓલમાઓએ તે ઉપર સહી કરેલી કહેવામાં આવે છે તેમને હીંદુસ્તાનના કોઇ પણ ઓલમાઓ તરફથી ટેકો મળ્યો નથી તેમ તે મંજુર પણ રાખવામાં આવ્યું નથી. ત્યારે આવી એક ગંભીર બાબતનું કામ ત્રણ જણાઓની સહીઓથી નકકી કરવામાં આવે, તે જેમ સ્વતંત્ર ગણાય નહીં તેમ તેને ઇસલામી શરીઅત પણ મંજુર રાખે નહીં, જ્યાં સુધી હીંદુસ્તાનના સર્વે ઓલમાઓ તે માટે ફતવાઓ આપી તેની ઉપર એકમત થાય નહીં ત્યાં સુધી.

૪. તવારીખો ઉપરથી માલમ પડે છે કે શાહઆલમ જેમ આંખે અપંગ હતો તેમ અકલે પણ માંડો હતો, અને વળી હીંદુઓના હાથમાં તે એક બંદીવાન જેવો હતો તેવાજ મુર્ખ અને લાચાર બાદશાહનાં ધર્મ સંબંધી ફરમાનો, ઇસલામી શરીઅતમાં કદી પણ ભરોસો મુકવા લાયક ગણાય નહી.

૫. ધર્મ સંબંધી કોઈ પણ બાબત, બીજા ધર્મવાળાઓની ખાતર અથવા ફરમાયસથી પોતાના ધર્મ વિરૂદ્ધ જઇ કરવામાં આવે, તો તે કરનાર કુરઆન શરીફના ફરમાન મુજબ સખત ગુનેહગાર ઠરે છે. શાહઆલમનું ફરમાન પણ તેવુંજ છે, કેમકે તેઓએ મહારાજા માધવરાવ સીંધ્યાની અરજ ઉપરથી તે ફરમાન કહાડયું છે. તે માટે જુઓ કુરઆન શરીફમાં "અયવો લોગો જો ઇમાન લાએ હો, અગર ફરમાબરદારી કરોગે ઉંન લોગોંકી જો કાફીર હુએહેં, ફેર દેવેંગે તુમકો ઉપર એડયોં તુમહારીકે, ઓર હોજાઓગે તુમ ટોટેવાલોં મેં સે." (સુરા આલે ઇમરાન ૩; ૧૪૯)

૬. મુસલમાનોના એકે અવાજે કબુલ કરવામાં આવેલા મહા વિદ્વાન પૈગમ્બર [illegible] જ્યારે પોતે ગાયની કુરબાની કરેલી હોય ( જેના દાખલાઓ હું આગળ આપી ગયો છું) તો તેમનો આવો મજબુત બેસાડેલો દાખલો, એક અપંગ અને લાચાર સ્થીતીના બાદશાહના ફરમાનથી કેમ બંધ પડી શકે ? અને તેમના પછી હજારો થઇ ગયલા મહા વિદ્વાન ઓલમાઓ એ વાતને મંજુર રાખતા આવ્યા છે, તો ફરમાન ઉપર સહીઓ કરનારા ત્રણ મોલવીઓની તેમની સામે બીસાદ શું ? તે વીષે વીચાર કરવાનું હું વાંચનારાઓની મુનસફી ઉપર મુકું છું.

૭. શાહઆલમે કહાડેલું ફરમાન ખરૂં છે એવી રીતે તેને કોઈ તરફથી પણ હજુ કબુલ રાખવામાં આવ્યું નથી તેમ તેની કશી પણ અસર થયલી હોય તેપણ જણાવવામાં આવી નથી.

છેવટે હું પંડીતજીને સુચના કરૂં છું કે, જે સવાલ પ્રથમ ચલાવવામાં આવ્યો હોય તેનેજ વળગી રહેવું, અને વચમાં બીજા ભળતા સવાલો ઉભા કરી ચાલુ બાબતને લંબાણ કરવી નહીં, આપણી સામે જે સવાલ ઉભો છે તે એ કે "મુસલમાનો હાલમાં જે ગાયનો વધ કરે છે તેમાં તેઓ વાજબી છે કે કેમ, અને કુરબાનીનાં કામમાં લાવવામાં આવતી ગાયો, હીંદુ જેને પૂજે છે તેજ છે કે બીજી." આ સંબંધી અમારા તરફથી જે જવાબો આપવામાં આવે છે તે ઉપર ધ્યાન પહોંચાડયા વગર ભળતી બાબતો ઉભી કરવી, એ મુખ્ય સવાલને પડતો મુકવા બરાબર છે.*

પંડીતજીએ હલાલ હરામ સંબંધી કરેલાં લખાણનો જવાબ લગાર લંબાણ હોવાથી તે વીષે હવે પછી.

**કાજી ઇસમાઇલ કાજી મોહુમદ**
**મીયાં પોરબંદરી.**

* એટલુંજ નહીં પણ તેથી એમ સિદ્ધ થાય છે કે કાંતો તે દલીલો પંડિતજીએ માની લીધી છે અથવા તેના જવાબથી અશક્ત છે. ગ્રા. મો.

# સમાપ્ત.

# જાહેર ખબર.

**બહેશતી ઝેવર**—આ કિતાબ દીન ઈસ્લામ શીખવવા લાજવાબ કિતાબ છે આ કિતાબના સઘળા ભાગો વાંચનાર નાનો સરખો મૌલવી થઈ જાય છે, અને દીનના જરૂરી મસલા જાણવાની બીજી કોઈ કિતાબની જરૂરત રહેતી નથી. એ કિતાબના ગુજરાતીમાં આઠ ભાગ છપાઈ બહાર પડયા છે. પહેલા ભાગમાં સુંનત જમાઅતના અકીદા કેટલીક નસીહતો અને વોજુ ગોસલ તયમ્મોમના મસલા ઘણી ઉમદગીથી બયાન થયા છે. કી. નથી. બીજા ભાગમાં હેજ નિફાસના તથા નમાઝના મસલા ઘણા વિસ્તારથી લખ્યા છે. કીં. ભાગ ૨ ની આના ૪. ત્રીજા ભાગમાં રોઝા જકાત સદકએ ફિત્ર કુરબાની કસમ કસમનો કફારો વગેરે ઘણા વિષયોના ઘણા મસલા વિસ્તારથી બયાન થયા છે. કીં. આના ૪. ભાગ ચોથામાં નિકાહ તલાક, ઇદત નફકો સોધ, બચ્ચા પાલવાના હક્ક, ધણી ધણીયાણીમાં બનાવ થવાના કાયદા કુરઆન શરીફ સહી પઢવાના કાયદા વગેરે ઘણા વિસ્તારથી બયાન થયા છે. કીં. આના ૪. ભાગ પાંચમામાં વેચાણ કિરાયા વકીલ બનાવવું, બખશીશ કરવું વગેરે. મોઆમલાતના મસલા ઘણી ખુબીની સાથે બયાન થયા છે. કીં. આના ૫. ભાગ છઠામાં હાલ જમાનાની કેટલીક રસમોના બાતલ થવાનું યા તેની ઇસ્લાહ કરવાનું બયાન થયું છે કે જેને માફક અમલ કરવાથી દીની અને દુન્યવી હજારો ફાયદા છે. મુનસેફ બીબીઓએ આ હિસ્સાને ઘણો પસંદ કર્યો છે. કીં. આ ૬. ભાગ સાતમામાં ઇસલાહે બાતેન તહજીબે અખલાક પીરી મુરીદી કેયામતનું વર્ણન, જંનત જહંનમનું વર્ણન વગેરે વિષયો ઘણી સારી રીતે બયાન થયા છે. કીં. આના ૪. આ ભાગની કેટલીક નકલો મફત પણ આપવાની છે. ભાગ આઠમામાં સો નેક બીબીઓની હિકાયતો અને તેથી નીકળતો સાર, ખુલકે મોહમ્મદી. ટુંકમાં હજરતનું જીવન ચરીત્ર વગેરે વિષયો અજાયેબ તરેહથી બયાન થયા છે. કીં. આના ૪. કુલ ભાગોની કીં. રૂ. ૧॥।=. આ કિતાબ ઉર્દુમાં પણ અમારી પાસેથી મળે છે કુલ દસ ભાગની કીં. રૂ. ૨।. અને બેહેશતી ગોહર ઉર્દુની કીં. આના ૮. અને ગુજરાતી મફત.

**તોહફએ આર્ય સમાજ ઉર્દુ**—આર્યા સમાજના એક ઉપદેશકે ૧૬ વર્ષ આર્યામાં રહી ફરી મુસલામ થઈ આ કિતાબ લખી અને તેઓને નાસ્તીક ઠેરવ્યા છે અને તેઓના મુળ સિદ્ધાંતનો રદ કર્યો છે, એનો બીજો ભાગ હમારી પાસે છે. એ બીજા ભાગના રદ કરનારને કર્તાએ રૂ. ૭ હજારનો ઇશતેહાર આપ્યો છે. કીં. ભાગ બીજાની રૂ. ૧॥. આ ભાગમાં ઘણા વિષયો છે તેના નામ "પેદાએશે આલમ" વેદ કીસપર નાજેલ હુએ" વેદ મંત્રોપર લાલ બુઝકકડી "વરણ વ્યવસ્થા" "બચોને શાદી" "મસઅલા નિયોગ" જો કોઈ આખા બીજા ભાગને નહીં ખરીદે અને ફક્ત એક વિષય જોઇશે તો ફક્ત એક વિષય મોકલીશું. દરેક વિષયો વાંચવા લાએક છે. એ બીજા ભાગની પણ ફરી છપાવવાની આશા નથી.

**ગુલામ મોહમ્મદ હાજી હાફેજ સાદેક, મુ. રાંદેર—સુરત.**

# જાહેર ખબર

નશરૂત્તીબ ફી જીકરીલ હબીબ ઉર્દુ કી. રૂ. ૧ાા હજરત (સલ) ની હાલતના [illegible] ઉમદા કિતાબ છે મૌલાના અશરફ અલીની રચેલી છે.

મશારેકુલ અનવાર જેમાં બુખારી તથા મુસલિમની ૨૨૭૦ હદીસો છે ભાગ ૧ લો ૨ જો ૩ જો દરેક ભાગની કીં. રૂ ૧ ત્રણે ભાગના રૂ ૩ પહેલો ભાગ બીજી વાર છપાય છે ત્રણ મહિનામાં તૈયાર થશે.

મોનબ્બેહાત અરબીનો તરજુમો તેની સાથે લુકમાન હકીમની સો નસીહતો કીં આ. ૪

ઝમાનુલ ફિદોસ અથવા જંનતની ગ્રાંનટી કી. આ. ૪

માલા બુદ્દ મિન્હો તેની સઘળી નોટો સાથે કી. રૂ. ૧ બીજી વાર છપાશે.

રાહેનજાત મફત.

તકવિયતુલ ઈમાન મૌલાના ઈસમાઇલ શહીદ (રહ) ની કિતાબનો તરજુમો ગુજરાતી તેના ખુલાસા સાથે છપાયો છે જે તૌહીદ શીખવવામાં અને શિર્કના રદમાં બે નજીર છે. ઇમાનને મજબુત કરવામાં અજબ અસર કરે છે. જેની ઉર્દુમાં અનેક પ્રેસમાં અનેક વાર છપાઈ લાખો કોપી ફેલાઈ છે અને જમાની આલેમો જેની તારીફ કરતા હતા અને કરે છે. કી. આ. ૫.

રદ્દેશિર્ક કી. આ. ૨.

મૌલવી બશીરનો ટુંક જવાબ. મફત.

નસીહતુલ મુસલેમીન. મફત.

ફરાએજ હિસ્સા વારસાની કિતાબ કી. આ. ૮. એમાં દરેક મસલાને મીસાલ દઈ સારી રીતે સમજાવવામાં આવ્યા છે.

વિચારસુધારક કી. આ. ૪ એમાં નેચરીઓનો રદ છે. તથા સૈયદ અહમદ અલીગઢીના અકીદા છે.

સત્યાર્થ પ્રકાશનું ખંડન કી. આ. ૧૦ અને ઇંગ્રેજી કી. રૂ. ૧ એમાં આર્યાઓનો રદ છે. ઘણું ખરૂં તેઓના માનેલા પુસ્તકોથી અને ખાસ દયાનંદના પુસ્તકોથી દયાનંદીઓનું ખંડન છે. એને પ્રગટ થયાને ૭ વર્ષ થયાં હજુ કોઈએ જવાબ આપ્યો નથી.

અમલ પરીક્ષા કી. આ. ૨. એમાં ૧૦૦ દાખલાથી અમલમાં ફેરફાર થવાની સાબેતી છે.

ગુલામમોહમ્મદ હાજી હાફેજ સાદેક

મુ. રાંદેર જી. સુરત.